# ચાણક્ય નીતિસૂત્રો

અનુવાદક

પ્રસન્નકુમાર મણિલાલ દેસાઈ

# ચાણક્ય નીતિસૂત્રો

અનુવાદક

**પ્રસન્નકુમાર મણિલાલ દેશાઈ**

વિ. સં. ૧૯૮૪ ] [ ઈ. સ. ૧૯૨૮

**કિમ્મત ૦-૪-૦**

# પ્રસ્તાવના

——:૦:——

આ નાનકડા પુસ્તકને કાંઈ લાંબી પ્રસ્તાવના શોભે નહિં. સહજ પ્રશ્ન થશે કે ક્રોધમૂર્તિ ચાણક્ય કોણ હતો, ક્યાં થયો, તે સમયે દેશની વસ્તુસ્થિતિ કેવી હતી, અને તેણે શું શું કર્યું કે જેથી તેનું નામ આજે આખા જગતમાં નીતિ-વિદોમાં શિરોસ્થાને મૂકવામાં આવે છે? એવી મહત્તા શી રીતે પ્રાપ્ત કરી? શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કંધના પ્રથમ અધ્યાયમાં આ શ્લોક છે:

**नव नन्दान् द्विजः कश्चित् प्रपन्नानुद्धरिष्यति ।**

**तेषामभावे जगतीं मौर्या भोक्ष्यन्ति वै कलौ ।**

**स एव चन्द्रगुप्तं वै द्विजो राज्येऽभिषेक्ष्यति ॥**

અર્થાત્ 'વિશ્વાસે રહેલા અને પ્રખ્યાત એવા નવ નંદો-(એક પિતા અને આઠ પુત્રો)ને કોઈ એક બ્રાહ્મણ (કૌટિલ્ય, વાત્સ્યાયન, ચાણક્ય, મલ્લનાગ, વિષ્ણુગુપ્ત એવાં નામોથી પ્રસિદ્ધ બ્રાહ્મણ) રાજ્યભ્રષ્ટ કરશે; અને તેમની પાછળ કલિયુગમાં મૌર્યો આ જગતને ભોગવશે. એ જ બ્રાહ્મણ-મૌર્યોના પ્રથમ રાજા તરીકે ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક કરશે.'

સ્કંદપુરાણમાં પણ:

**भविष्यं नन्दराज्यं च चाणक्यो यान् हनिष्यति ॥**

આમાં પણ ચણકના પુત્ર ચાણક્યે નવ નંદોનો નાશ કર્યાનો ઉલ્લેખ છે. વિષ્ણુપુરાણમાં પણ નવ નંદોનો નાશ કરનાર ચાણક્યને મહાબુદ્ધિમાન્ તરીકે કહેલો છે. મુદ્રારાક્ષસના પ્રથમાંકમાં પણ ચાણક્ય સ્વમુખે કહે છે કે:

**समुत्खाता नन्दा नव हृदयरोगा इव भुवः ॥**

'પૃથ્વીના હૃદયરોગ જેવા નવ નંદોને મેં જડમૂળથી ઉખેડી નાંખ્યા.'

આ લઘુ પુસ્તકના અંતના બે શ્લોકોમાં પણ ચાણક્ય કહે છે કે, "ઘોડા, હાથી, યુદ્ધરથોનો સમૂહ, શુદ્ધ સલાહકારો અને અનુકૂળ દૈવત, એ સર્વ રાજાઓની આબાદીનાં સાધનો કહેવાય છે; પણ આ મારી બુદ્ધિ તેનાથી પણ ચઢે છે."

પુરુષના સર્વ અર્થોને સાધવાવાળી એવી બુદ્ધિનો જ વિજય છે, કે જેના પ્રભાવથી એક બ્રાહ્મણ ચાણક્યે શું શું નથી કર્યું ?'

કૌટિલીય અર્થશાસ્ત્રના અંતમાં પણ તે કહે છે કે

**येन शास्त्रं च शस्त्रं च नन्दराजगता चमूः ।**
**अमर्षेणोद्धृतान्याशु तेन शास्त्रमिदं कृतम् ॥**

"જેણે ત્વરાથી શાસ્ત્રને અને શસ્ત્રોને અને નન્દ રાજાની સેનાઓને દયા વગર જડમૂળથી ઉખેડી નાંખ્યા છે તેણે આ અર્થશાસ્ત્ર રચ્યું છે." આ સર્વ તેનો પોતાની બુદ્ધિમાં કટલો વિશ્વાસ હતો તેનું જ સૂચન કરે છે.

શિવગુપ્તનો દીકરો વિષ્ણુગુપ્ત, જેને ઘણીવાર ચાણક્ય તરીકે જણાવવામાં આવે છે તે અપ્રતિમ બુદ્ધિશાળી હતો. એમ કહે છે કે એના પિતાને દર્ભ વાગવાથી લોહી નીકળ્યું અને તેથી તેનું મૃત્યુ નીપજ્યું. એટલાપરથી ચાણક્યે દર્ભનો સમૂળો નાશ કરવાને માટે ઉદ્યોગ આરંભ્યો. એની બુદ્ધિની મહત્તા એથી જણાશે કે, તેણે દર્ભના મૂળમાં મધનું ટીપું પાડવું એટલે કીડીઓ ત્યાં ઉભરાય અને જડમૂળથી દર્ભને ખાઈ જાય એવી પ્રયુક્તિ રચી. તેની બુદ્ધિની આ વિચક્ષણતા જોઇને એમ કહે છે કે, અભિમાની નવ નંદોને ત્યાં નંદોના શત્રુએ એને શ્રાદ્ધમાં અગ્રસ્થાને જમવાનું આમંત્રણ દીધું. ત્યાં તેનો દરિદ્રી વેશ જોઇને તેનું અપમાન કરવામાં આવ્યું અને તે અપમાનને અંગે એણે નવે નંદોનો જડમૂળથી નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. જાતે નિઃસાધન હતો, છતાં બુદ્ધિના અદ્ભુત પ્રયોગથી તેણે નેપાળના રાજાની સહાયથી નવ નંદોનો નાશ કર્યો, અને મૌર્ય વંશનો પ્રથમ ચંદ્રગુપ્ત કે જે શૂદ્રાને પેટે જન્મેલો હતો તેનો મગધની ગાદી ઉપર રાજ્યાભિષેક કર્યો, ને તેના મન્ત્રીપદને પોતે દીપાવ્યું.

શ્રી વિષ્ણુપુરાણમાં

**यावत्परीक्षितो जन्म यावन्नन्दाभिषेचनम् ।**
**एतद्वर्षसहस्रं तु ज्ञेयं पञ्चदशोत्तरम् ॥**

"महापद्मस्तत्पुत्राश्चैकं वर्षशतमवनिपतयो भविष्यन्ति, नवैव-तान् नन्दान् कौटिल्यो ब्राह्मणः समुद्धरिष्यति, कौटिल्य एव चन्द्रगुप्तं राज्येऽभिषेक्ष्यति, तस्यापि पुत्रो बिन्दुसरो भविष्यति" ઇત્યાદિ વાક્યો છે. પરીક્ષિતને। જન્મ અને નન્દોનો અભિષેક એ દરમ્યાન ચાણક્ય થયો, એમ કેહેવાને। હેતુ છે. હવે પરીક્ષિતને। જન્મ કલિયુગના આરંભમાં કે તે પેહેલાં થયો અને કલિયુગના આરંભ પછી એક હજાર વર્ષે નવ નન્દો થયા અને નન્દોએ એકસો વર્ષ રાજ્ય કર્યું, તે જોતાં આજથી લગભગ ૩૯૦૦ વર્ષપર ચાણક્ય થયો એમ કહેવાય, પણ તે માનવા જેવું નથી. સ્કન્દપુરાણમાં કહ્યું છે કે ततोऽपि द्विसहस्रेषु दशाधिकशतत्रये એટલે કે ૫૦૨૮ માંથી બાદ ૨૩૧૦ વર્ષે ચાણક્ય થયો એટલે કે આજથી ૨૭૦૦ વર્ષપર ચાણક્ય થયો. પણ તે પણ માનવા જેવું નથી. કારણ કે ચન્દ્રગુપ્ત આજથી ૨૪૦૦ વર્ષપર થયો એમ યુનાન સાથેના હિન્દ સંબંધી ઇતિહાસથી માનવાનું કારણ છે. એટલે સ્કન્દપુરાણમાં કહેલાં વર્ષો સાથે લેતાં ૩૦૦ વર્ષનો ફેર પડે છે. ચાણક્યે ચન્દ્રગુપ્તને ગાદીએ બેસાડ્યો અને નન્દોનો નાશ કર્યો એ વાત સર્વ સ્વીકારે છે, એટલે બીજી વાતો ના લેતાં ચન્દ્રગુપ્તનો સમય તે ચાણક્યનો સમય એ જ માનવાનું રહે છે. એટલે કે ઇ.સ. પૂર્વે પાંચમા સૈકામાં ચાણક્ય થયો એમ જ કહેવું આપણને ઘટે છે.

આ ઇતિહાસ જો સત્ય હોય તો એમ માની શકાય કે ચાણક્ય ઇસ્વી સન પૂર્વે ચોથા પાંચમા શતકમાં થયો હતો. એની જન્મભૂમિ ગાંધાર દેશમાં આવેલી તક્ષિલ્લા અથવા તક્ષશિલા નામની નગરી કહેવાય છે. ત્યાંથી તે પોતાના પિતાની સાથે મગધની રાજ્યધાની પુષ્પપુર અથવા પાટલીપુત્રમાં આવી રહ્યો હતો. એ ચાર નામે ઓળખાય છે. ચાણક્ય, વિષ્ણુગુપ્ત, કૌટિલ્ય અને વાત્સ્યાયન. ચાણક્યને નામે નીતિસૂત્રોનો સંગ્રહ કરેલો કહેવાય છે. વાચસ્પતિ મિશ્ર કહે છે કે, વાત્સ્યાયનનું બીજું નામ પક્ષિલસ્વામી હતું એમ તાત્પર્ય ટીકામાં છે અને મલ્લનાગ એવું નામ કામસૂત્રવૃત્તિ અને વાસવદત્તામાં કહ્યું છે; વિષ્ણુગુપ્ત નામ દશકુમારમાં છે; બાપનું નામ ચણક હતું તેથી તે ચાણક્ય કહેવાયો છે. વાત્સ્યાયન એ એના ગોત્રનું નામ છે અને પિતાએ તેનું નામ વિષ્ણુગુપ્ત પાડ્યું હતું. કોઈ કહે છે કે તે દ્રવિડ—કર્ણાટકનો હતો માટે તેને દ્રવિડ—દ્રમિલ કહેતા. પંડિત સુદર્શનાચાર્ય કહે છે કે તેને પશુપક્ષીનાં પાલનની પ્રીતિ હતી અને કામસૂત્રમાં પશુપક્ષીના સ્વભાવના અભ્યાસનું સૂચન છે માટે તેનું નામ પક્ષિલસ્વામી પડેલું લાગે છે. વાત્સ્યાયનને નામે કામશાસ્ત્ર અને ન્યાયદર્શનના ગ્રંથો, અને કૌટિલ્યને નામે અર્થશાસ્ત્રનો અપૂર્વ ગ્રંથ એના જ લખેલાં મનાય છે. એજ પ્રમાણે ધર્મ અને મોક્ષ ઉપર પણ એણે ગ્રંથો લખેલાં

છે. માત્ર વ્યવહારશાસ્ત્રોમાં એ પારંગત હતો એટલુંજ નહિં, પણ ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરવાના શાસ્ત્રોમાં પણ એ પારંગત હતો. તે ધર્માધર્મ, અર્થાનર્થ, નયાનય અને કૌટિલ્ય એ ચારે વિદ્યાનો જ્ઞાતા હતો. અને દરેકમાં તેણે સર્વોત્તમ ગ્રંથો લખેલા છે. વ્યવહારમાં નિઃસાધન પુરુષોએ રાજનીતિ અથવા જેને કુટિલ નીતિ કહે છે તેનો ઉપયોગ કેમ કરવો તેનાં સૂત્રો એણે ઘડ્યાં અથવા તો એના પૂર્વના કાળની અંદર જે સૂત્રો અથવા કહેવતો લોકોમાં પ્રચલિત હતાં તે સર્વનો એણે સંગ્રહ કર્યો. એમ કહેવાય છે કે એના નીતિ-સૂત્રોને આધારે કામન્દક વગેરે એના શિષ્યો અથવા અનુયાયી-ઓએ ગ્રંથો લખેલા છે. ચાણક્યના સમ્બન્ધમાં પ્રમાણ-ભૂત ઇતિહાસ લખાયો નથી, પણ ઉપર જણાવ્યા પ્રમાણેની વાયકા લોકોમાં પ્રચલિત છે.

ચાણક્યનાં નીતિસૂત્રો અથવા તો રાજનીતિના અને વ્યવહારશાસ્ત્રના શ્લોકોનો ઘણો સંગ્રહ છે. એનાં ગ્રન્થો લઘુ ચાણક્ય નીતિ અને બૃહદ્ ચાણક્ય નીતિ એવાં બે નામે પ્રસિદ્ધ છે, અને કહે છે કે જૂના કાળમાં શાળાઓમાં તે શીખવાતાં હતાં. એ સંગ્રહપરથી ફારસી, અરબ્બી, ચીનાઈ, જર્મન, ફ્રેન્ચ વગેરે ઘણી ભાષાઓમાં ભાષાન્તરો થયાં છે. કહે છે કે ટિબેટન ભાષામાં એનો સારો સંગ્રહ છે. આ પરથી એમ લાગે છે કે જુદી જુદી ભાષાઓનો અભ્યાસ

કરી તેમાંથી આવી સાહિત્યોપયોગી વસ્તુઓનું શોધન કરવાની આવશ્યકતા છે.

આ નાનકડા પુસ્તકમાં આપેલાં સૂત્રોની ભાષા સરળ છે. મોટા મોટા સમાસો ઘણા થોડા છે. એની ભાષા મહાભારત, અગ્નિપુરાણ, વિષ્ણુપુરાણ વગેરેમાં નીતિના જે શ્લોકો આપેલા છે તેની ભાષા સાથે મળતી આવે છે. કેટલાકના મતે ભાષાની સરળતા એ એક પ્રજાની ઉન્નતિના પ્રારંભકાળના ચિહ્ન તરીકે મનાય છે. અને તેથી તેઓ એમ કહે છે કે આ સૂત્રો ઘણાં જ પ્રાચીન હોવાં જોઇએ અને ચાણક્યે એ સૂત્રોનો સંગ્રહ કરેલો અને પોતાના જીવનપ્રસંગમાં વખતોવખત તેમને કસોટીએ ચઢાવી જોયેલાં. આટલાં પ્રાચીન છતાં આ સૂત્રો અર્વાચીન કાળને માટે પણ એટલાં જ સત્ય છે, અને કાળાંત સુધી પણ સત્ય જ રહેવાનાં.

આ સૂત્રો આસરે ૪૫ વર્ષ પર શ્રી જગદીશ નામના મુદ્રણાલયમાં પ્રથમ છપાયાં હતાં. ત્યાર પછી મૈસુર સરકારની સંસ્કૃત ગ્રંથમાલામાં કૌટિલીય અર્થશાસ્ત્રની દ્વિતીય આવૃત્તિના અંતમાં પરિશિષ્ટ તરીકે પ્રકટ થયાં. કારવારના રાજેશ્રી મંગેશરાવ તેલંગને એ સંગ્રહની એક નકલ પ્રાપ્ત થઇ અને તે ત્રણ વર્ષપર મુંબઇમાં "ગુજરાતી" પત્રના ન્યુસ પ્રેસમાંથી પ્રકટ કરવામાં આવી. આ સર્વે પ્રતોમાં

કેટલોક પાઠભેદ છે, તેમ જ મુંબઇની પ્રતમાં કેટલાંક સૂત્રો વધારે પણ છે. આ સૂત્રોમાં કેટલાંક એવાં પદ છે કે જે મહાભારત, મનુસ્મૃતિ વગેરેમાં મળી આવે છે. કેટલાક તો લોકોમાં ઘેરઘેર સામાન્ય કહેવતો અને નીતિવાકયો તરીકે પ્રચલિત છે.

સર્વ સૂત્રોના વિષયવાર ભાગ પાડવા મુશ્કેલ છે. છતાં પણ જો સામાન્ય ભાગ કરવામાં આવે તો પ્રથમનાં અગિયાર સૂત્રો ધર્મબળ સૂચવે છે. તે પછીનાં ૧૨ થી ૧૫ સૂત્રો એક રાજ્યના અનુકૂળ પ્રતિકૂળ ભાવોને દર્શાવે છે. ૧૬ થી ૩૫ સુધીનાં સૂત્રો ગુપ્ત વિચાર કેમ કરવા તેને લગતા છે. પછી મિત્ર કેવો જોઇએ અને કેમ મેળવવો તેની વાત કહી છે. આલસ્યનું પરિણામ કેવું આવે તે ૩૯ થી ૪૩ સુધીના સૂત્રોમાં છે. પછી રાજ્યને લગતી રાજનીતિ, વિગ્રહ અને સંધી, તેને લગતાં ૨૧ સૂત્રો છે. તે પછી સ્વામિ–સેવકના ધર્મો અને વ્યસનના ગેરલાભો કહેલા છે. ૯૧મા સૂત્ર સુધી દંડનીતિની વાત આવે છે. ૯૪ થી ૧૩૫ સુધી સામાન્ય વ્યવહારને લગતાં સૂત્રો છે. ત્યાર પછી પુનઃ કેટલાંક સૂત્રોમાં સેવકે સ્વામિ સાથે કેમ વર્તવું તે કહેલું છે તો કેટલાંક સૂત્રોમાં યોગ્ય દંડ આપવાથી કેમ લાભ થાય તે કહેલું છે. વાણીની કઠોરતા ઘણી ભયંકર છે એમ કહે છે (૪૪૬–૪૫૧). ત્યારબાદ સચ્ચારિત્ર્ય, વિશ્વાસ-

ભંગ, પ્રાજ્ઞોની શિખામણ અને સત્સંગ વિષે તેમ જ શત્રુમાં કદી વિશ્વાસ ન રાખવા વિષે કહ્યું છે; તેમ જ વિદ્યાના ગુણો વિષે પણ ૩૦૦–૩૦૩ માં કહ્યું છે. વળી ૩૯૮–૯૯ માં સૂત્રોમાં સુપુત્રનાં લક્ષણો કહ્યાં છે. છેવટના ભાગમાં (૫૬૦–૫૬૮) અન્યાય, અસત્ય અથવા મિથ્યાસાક્ષીનાં દૂષણો વર્ણવ્યાં છે, તથા સુશીલ રાજાના ગુણો અને આ દુનિયાની માયાજાળમાંથી છૂટવા સાધુજીવનની જરુરિયાત જણાવ્યાં છે.

આ સૂત્રોમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવું એ છે કે ધર્મ એટલે સત્ય નિઃસ્વાર્થતા, ઇશ્વરભક્તિ, એને અનુસરીને કાર્ય કરવું તેના પર ભાર મૂકેલો છે. ક્ષમા, દયા, શાન્તિ એ સર્વનાં યોગ્ય વખાણ કરેલાં છે. સ્ત્રીના સમ્બન્ધમાં ૩૧૮મું સૂત્ર કહે છે કે, न स्त्रीरत्नसमं सुदुर्लभं रत्नम् । એ અને એવાં બીજાં સૂત્રો બતાવે છે કે પ્રાચીન કાળમાં જેમ આજે કેટલાકો કહે છે તેમ સ્ત્રીનો તિરસ્કાર કરવામાં આવતો ન હતો, તેમ જ સ્ત્રીને દાસી કે ગુલામડી તરીકે પણ સંસારવ્યવહારમાં ગણતા ન હતા. જ્યારે પશ્ચિમમાં ગ્રીસની અંદર જેને એથેન્સના સર્વોત્કૃષ્ટ સમયનો યુગ કહે છે તે યુગમાં એક સ્ત્રીને જડ ગણી અથવા ગાયભેંસ જેવી પશુ ગણી પરણ્યા પછી અને છોકરાં થયાં પછી પણ છૂટાછેડા કરી બીજાને સોંપવામાં આવતી ત્યારે આર્યાવર્તમાં સ્ત્રીનું ઘણું ઉચ્ચ સ્થાન હતું

આ સૂત્રો ફક્ત રાજનીતિ વિષે જ નહિં, પરંતુ મનુષ્યના જીવનને માટે પણ અગત્યના છે અને નીતિ–હિતોપદેશ દેનારાં છે. એ ઉપરાંત બારીક અવલોકનથી અભ્યાસ કરનારને આ સૂત્રો પરથી ઘણું જાણવાને મળી શકે તેમ છે. પ્રાચીન સમયના રીતિરિવાજની અને દેશની ઉન્નતિની પણ કાંઇક ઝાંખી કરી શકાય તેમ છે.

શાળાઓમાં સંસ્કૃતનો અભ્યાસ કરનારાઓને માટે આ નાનકડું પુસ્તક કિમતી થઇ પડશે એવી આશા છે. એમાંના એક એક સૂત્ર ઉપર શિક્ષકો વિવેચન કરી શકે, તેમ જ વિદ્યાર્થીઓ પાસે નિબંધો પણ લખાવી શકાય. નીતિના પાઠ્ય પુસ્તક તરીકે પણ એનો ઉપયોગ કરી શકાય. આ પુસ્તકમાં જ્યાં જ્યાં ઉચિત જણાય તે પ્રમાણે ટીકા તેમ જ અન્ય ગ્રંથોમાંથી સમાનભાવ દર્શાવનારા શ્લોકો આપવામાં આવ્યા છે. આશા છે કે આ નાનકડું પુસ્તક આદરને પાત્ર નીવડશે. એજ વિનંતી.

શ્રી રામજયન્તિ, ૧૯૮૪ } **પ્રસન્નકુમાર મણિલાલ દેશાઈ**

---

# ચાણક્ય નીતિસૂત્ર

૧ એ શ્રી (કમળા, લક્ષ્મી, કલ્યાણ કરનારી દેવી) તમારું રક્ષણ કરો.

૨ સુખનું મૂળ ધર્મ છે;[૧]

૩ ધર્મનું મૂળ અર્થ છે;[૨]

૪ અર્થનું મૂળ રાજ્ય છે;[૩]

૫ રાજ્યનું મૂળ ઇન્દ્રિયોપર જય છે;

૬ ઇન્દ્રિયોપરના જયનું મૂળ વિનય (નીતિ) છે;

૭ વિનયનું મૂળ વૃદ્ધોની સેવા છે;

૮ વૃદ્ધો(વયમાં અને બુદ્ધિમાં હોય તેવા)ની સેવાથી વિજ્ઞાન(વિશેષ જ્ઞાન) પ્રાપ્ત થાય છે;

---

૧ ધર્મથી સુખ મળે; અર્થથી ધર્મ થાય; ઇત્યાદિ. આ નીતિસૂત્રમાં પ્રથમ સુખની વાત કહી છે, કારણ કે આલોકમાં જીવનનો હેતુ સુખ છે. જે સુખ ધર્મનાં આચરણથી મળે તે જ ખરું સુખ; બીજું નહિ. ૨ અર્થ હોય તો ધર્મ થઈ શકે. ૩ રાજ્ય હોય તો અર્થ સંપત્તિ મળે.

૯ વિજ્ઞાનથી આત્માને (પોતાને માણસ) પરિપૂર્ણ કરે છે;

૧૦ વિજ્ઞાનથી સંપૂર્ણ થયેલો (મનુષ્ય) જિતાત્મા (આત્માને–પોતાને વશ રાખનાર) થાય છે;

૧૧ જિતાત્મા સર્વ અર્થોને પામે છે.[1]

૧૨ સ્વામિની સમૃદ્ધિ પ્રકૃતિ (લોકો) ને સમૃદ્ધ કરે છે.

૧૩ પ્રકૃતિની[2] સમૃદ્ધિથી નાયક વિનાનું રાજ્ય પણ ચલાવી શકાય છે.

૧૪ પ્રકૃતિનો કોપ (બીજા) સર્વ કોપો કરતાં (રાજ્યને માટે) મોટો છે.[3]

૧૫ અવિનીત (નિરંકુશ) સ્વામિ (હોવા) કરતાં સ્વામિપણું ન હોવું (એ) શ્રેયસ્કર છે.

---

૧ પહેલાં અગિયાર સૂત્રોમાં એકેકનું મૂળ કહ્યું છે, અને સર્વ અર્થ કોને મળે તે પણ કહ્યું છે. ૨ 'પ્રકૃતિ' એટલે રાજ્યના સાત અંગો; જેવાં કેઃ--સ્વામિ, અમાત્ય, સુહૃત્, કોષ, રાષ્ટ્ર, દુર્ગ અને સેના. પ્રકૃતિનો અર્થ 'રાજ્યની પ્રજા' અથવા 'લોકો' એમ પણ થાય છે. રાજા વિનાના રાજ્યની અર્થાત્ પ્રજા કે લોકસત્તાના વહીવટની પણ કલ્પના તેવી વસ્તુના અનુભવ વિનાની ના હોય. હિન્દમાં લોકસત્તાનો વહીવટ એક વેળા હોવો જોઇએ. ૩ आभ्यन्तरः कोपो बाह्यकोपात् पापीयान्। રાજ્યની અંદરનો (લોકોનો) કોપ (વિરોધ) બહારના કોપ કરતાં વધારે ખરાબ છે.

૧૬ આત્માને (પોતાને) સર્વ રીતે સંપત્તિમાન કર્યા પછી માણસ સહાયકોની ઇચ્છા કરે (શોધે) છે, (કારણ કે)

૧૭ જેને સહાયક નથી હોતા તેનાથી ગુપ્ત વિચાર થઇ શકતો નથી. કારણ કે,

૧૮ એકજ ચક્ર (રથને) ચલાવી શકતું નથી.

**સહાયક કેવો હોવો જોઇએ અને કેવી રીતે વિચાર કરવો:**

૧૯ સુખદુ:ખમાં સમાન રહે તે ખરો સહાય (મિત્ર) કેહેવાય.

૨૦ શૂર, માની(પ્રતિષ્ઠાવાળા) અને બુદ્ધિવાળાએ પોતાના જેવા જ બીજાને મંત્રીપદે સ્થાપવો.

૨૧ સ્નેહથી (તણાઇને) ઉદ્ધત(જન)ને મંત્રી (પદે) નીમવો નહિં.

૨૨ વિદ્વાન અને શુદ્ધ(ચરિત્રવાળા)ને ગુપ્ત વિચારમાં મન્ત્રી બનાવવો.

૨૩ સર્વ કાર્યના આરંભ મંત્ર(ગુપ્તવિચાર)પૂર્વક કરવા.

૨૪ મન્ત્રણા ગુપ્ત રાખવાથી કાર્યસિદ્ધિ ( સહેલાઇથી) થાય છે.

૨૫ ગુપ્ત વિચાર બહાર પ્રસરી જાય તો સર્વ નાશ થાય છે.

૨૬ મન્ત્રમાં (એવા) પ્રમાદ(કરવા)થી જ મનુષ્ય શત્રુને વશ થાય છે.

૨૭ સર્વ બાજુએથી મન્ત્રો( ગુપ્ત વિચારો )નું રક્ષણ કરવું.

૨૮ કારણ કે, મન્ત્રરૂપ સંપત્તિ રાજ્યની વૃદ્ધિ કરે છે.

૨૯ સર્વમાં શ્રેષ્ઠ મન્ત્રગોપન કહેવાય છે.

૩૦ કાર્ય ને અકાર્ય (કરવા યોગ્ય ને ન કરવા યોગ્ય) તેનો પ્રદીપ તે મન્ત્ર છે.

૩૧ મન્ત્રરૂપી આંખો પારકાના છિદ્રો જુએ છે.

૩૨ જ્યારે મન્ત્ર ચાલતો હોય ત્યારે બેદરકાર ન રહેવું જોઇએ, અથવા અદેખાઇ ન કરવી જોઇએ.

૩૩ ત્રણ(મનુષ્ય)નો (બહુમતીનો) મત એક હોય તો તે ગ્રહણ કરવો.

૩૪ જેઓ નિષ્કામબુદ્ધિ (જેમને કોઇપણ જાતનો લોભ નહિં) હોય તેવા તથા કાર્ય (કરવા યોગ્ય) અને અકાર્યને જાણે તેઓ જ ખરા મન્ત્રી છે.

૩૫ છ કાને સાંભળેલો મન્ત્ર ગુપ્ત રહેતો નથી, પરંતુ જાહેર થાય છે.[1]

---

૧ ષટ્કર્ણ એટલે છ કાનઃ આ સ્થળે છ કાન એટલે ત્રણ માણસ સમજવાના નહિં, કારણ કે ઉપરના '૩૩' મા સૂત્રમાં મન્ત્રની અંદર ત્રણની એક વાક્યતામાં વિશ્વાસ રાખવાનું કહ્યું

૩૬ આપત્તિ કાળમાં સ્નેહ રાખે તે જ મિત્ર.[1]
૩૭ (એવા) મિત્રોનો સંગ્રહ બળ આપે છે.

**મેહેનતુ અને આળસુ**

૩૮ બળવાન (મનુષ્યો) (હંમેશ) ન મળેલું મેળવવા પ્રયત્ન કરે છે.
૩૯ આળસુ(મનુષ્ય)ને અલબ્ધ(દુર્લભ)નો લાભ થતો નથી.
૪૦ આળસુને દુર્લભ વસ્તુ મળેલી હોય તોપણ તેનું રક્ષણ કરી શકતો નથી.[2]
૪૧ અને જે આળસુ છે તે રક્ષણ કરે તોપણ તે વૃદ્ધિ પામતું નથી.
૪૨ સ્વજનોને પણ તેઓ (આળસુઓ) પોષી શકતા નથી.
૪૩ આળસુઓ તીર્થ પણ કરી શકતા નથી.[3]

---

છે. અત્રે કાન એ આખા એક શરીરને માટે સમજવાનો છે ને તેથી ષટ્કર્ણ એટલે છ માણસ સમજવા. કહેવત છે કે, 'છ કાનની વાત તે છાની ન ગણાય.'

૧. A friend in need is a friend indeed.

૨ અથવા આળસુને મળ્યું હોય તેનું પણ તે રક્ષણ કરી શકતો નથી (તો પછી દુર્લભ વસ્તુનું તેનાથી રક્ષણ જ કેમ થાય?)

૩ તીર્થ નથી કરતો એટલે શું ? એટલે કે આળસુ મનુષ્ય પાસે વિત્ત હોવા છતાં તે દાનપુણ્ય પણ કરી શકતો નથી.

૪૪ અલબ્ધ લાભ (જે વસ્તુ દુર્લભ છે તેનો લાભ) વગેરે ચતુર્વર્ગ જેમાં હોય તેનું નામ રાજ્યતંત્ર[1]

૪૫ જેમાં રાજ્યતન્ત્રની વાર્તા હોય તેનું નામ નીતિશાસ્ત્ર.

૪૬ રાજ્યને આધીન તેનું તન્ત્ર અને આવાપ છે.

૪૭ તન્ત્ર તેને કહે છે કે જેમાં પોતાના દેશ કે રાજ્યને લગતાં કૃત્યો કરવાની સત્તા હોય છે.

૪૮ આવાપ તેને કહે છે કે જેમાં આસપાસના રાજાઓની જોડે સમાનતાથી બેસવા ઉઠવાનું હોય છે.

૪૯ સંધિનું અને વિગ્રહનું મૂળ તે રાજ્યમંડળ છે.

૫૦ નીતિ તેને કહે છે કે જેમાં સન્ધિ કરવાનું, વિગ્રહ કરવાનું, યાન એટલે જવાનું (ચઢાઈ કરવાનું), આસન એટલે બેસવાનું, દ્વૈધીભાવ એટલે તટસ્થ રહેવાનું અને સમતા રાખવાનું હોય છે.

---

૧ ચતુર્વર્ગ: (૧) દુર્લભ (વા અલબ્ધ) વસ્તુની પ્રાપ્તિ; (૨) મળ્યું હોય તેનું રક્ષણ કરવું; (૩) જે મળ્યું હોય તેની વ્યવસ્થા કરી વૃદ્ધિ કરવી અને (૪) છેવટે યોગ્ય માણસોમાં તેને વ્હેંચવું—તેનું દાન કરવું. (કૌટિલ્ય.) આ નીતિ હાલના જમાનાની 'મૂડી' ની પ્રાપ્તિ, રક્ષણ, વૃદ્ધિ અને વેહેંચણીની નીતિને મળતી લાગે છે.

૫૧ નીતિશાસ્ત્રપર પ્રેમ રાખે તે રાજા.

૫૨ શત્રુ તે છે કે જેનો સ્વભાવ વિરોધી હોય છે. અથવા પાડોશના લોકોને શત્રુ જાણવા.

૫૩ એકને અન્તરે જે બીજો હોય છે તેને મિત્ર તરીકે પસંદ કરવો.[1]

૫૪ કારણ(હેતુ)ને લઇને શત્રુ અને મિત્ર થાય છે.

૫૫ એકલો પડી ગયો હોય વા નિર્બળ હોય તેણે સન્ધિ કરવી.

૫૬ કારણ કે, બળની ઇચ્છા રાખનારાઓને બળ-પ્રાપ્તિ એજ સન્ધિ કરવાનું કારણ છે.

૫૭ (દાખલા તરીકે) જે લોઢું તપાવેલું નથી હોતું તે બીજા લોઢાંની સાથે સંધાતું નથી.

૫૮ બળવાને પોતાથી નબળા શત્રુ સાથે વિગ્રહ કરવો;

૫૯ પરંતુ સમાન વા (બળમાં) જયેષ્ઠ સાથે નહિં.

૬૦ (કારણ કે) બળવાન સાથેનો વિગ્રહ તે હસ્તિ-સ્વાર અને પાળો એ બે વચ્ચેના યુદ્ધ જેવું છે.

૬૧ આમપાત્ર (કાચાં માટીનાં પાત્ર) આમપાત્રની સાથે જ (અથડાવાથી) નાશ પામશે. (અર્થાત્ સરખે સરખાં લડે તો બંને નાશ પામે.)

---

૧ અર્થાત્ શત્રુનો જે શત્રુ તે આપણો મિત્ર.

૬૨ શત્રુની (દરેક) હીલચાલ સૂક્ષ્મતાથી તપાસવી અને આત્મરક્ષા કરીને રહેવું. [એકલા.

૬૨–(क) सन्धाय एकतः वा–સન્ધિ કરીને અથવા તો

૬૨–(ख) अमित्रविरोधात् आत्मरक्षां आवसेत् દુશ્મનના વિરોધની સામે આત્મરક્ષા કરી રહેવું.

૬૩ શક્તિહીન (મનુષ્યે) બળવાનનો આશ્રય કરવો;

૬૪ (કારણ કે) દુર્બળનો આશ્રય કરવાથી દુઃખ થાયછે.

૬૫ (માટે) અગ્નિ જેવા (બળવાન) રાજાનો આશ્રય

૬૬ રાજાથી પ્રતિકૂળ ન વર્તવું; [કરવો;

૬૭ તેમ રાજાની આગળ દૈવી મનુષ્યની માફક આચરણ કરવું નહિં;

૬૮ તેમ (રાજા સમક્ષ) ઉદ્ધત દેખાવ કરવો નહિં.

૬૯ બે પક્ષ લડતા હોય અથવા અદેખાઇ કરતા હોય ત્યારે દ્વૈધીભાવ ધારણ કરવો, અર્થાત્ તટસ્થ રહેવું.

૭૦ જે વ્યસનને આધીન છે તેને તેના કાર્યમાં કદી જય મળતો નથી.[1]

---

૧ વ્યસન ત્રણ જાતના છે: જીભની કડવાશ વા કઠોર વાણી; કઠોર શિક્ષા; અને પૈસાને ઉડાવવા, એ ત્રણ દૂષણ ક્રોધથી જન્મે છે. અને મૃગયા, દ્યૂત, દારા અને દારૂ એ ચાર વ્યસનો કામથી જન્મે છે. (કૌટિલ્ય.)

૭૧ સૈન્યના ચારે અંગો (જેવા કે અશ્વ, પાળા, રથ અને હાથી એવા) હોવા છતાં જે રાજા ઇન્દ્રિયોને (એટલે કે વ્યસનને) વશ વર્તે છે તેનો નાશ થાય છે.

૭૨ દ્યૂતમાં પ્રવૃત્ત રહેનારનું કોઈ કાર્ય થતું નથી.

૭૩ મૃગયાપર પ્રીતિ રાખનારનાં ધર્મ તથા અર્થ બંને નાશ પામે છે.

૭૪–સખ્ત પાન (મદિરા ઇત્યાદિ)ના વ્યસનીની આર્યોમાં (સંસ્કારીઓમાં) ગણના થતી નથી.

૭૪ (ક) **अर्थेषणा न व्यसनेषु गण्यते।** અર્થની ઇચ્છાને વ્યસનમાં ગણવામાં આવતી નથી.

૭૫ કામાસક્ત મનુષ્યનું કાર્ય પાર પડતું નથી.

૭૬ અગ્નિદાહ કરતાં પણ શબ્દબાણ વધુ તીણા છે.

૭૭ સખ્ત દંડ કરવાથી સર્વના તિરસ્કારને પાત્ર થવાય છે.

૭૮ અર્થનો દુર્વ્યય કરનારનો શ્રી (લક્ષ્મી) ત્યાગ કરે છે.

૭૯ દંડનીતિને આધીન શત્રુ સ્વાધીન (સ્વતંત્ર) રહે છે.

૮૦ દંડનીતિને અનુસરનાર(રાજા)પ્રજાનું રક્ષણ કરેછે.
૮૧ (યોગ્ય) દંડ સંપત્તિ સાધે (લાવે) છે.
૮૨ દંડના અભાવથી ત્રિવર્ગોને (ધર્મ, અર્થ, અને કામનો) અભાવ થાય છે.[૧]
૮૩ દંડના ભયથી લોકો અકાર્ય(ન કરવાનું)કરતા નથી.
૮૪ આત્મરક્ષણ દંડનીતિને આધીન છે.
૮૫ આત્મરક્ષણ જો કર્યું હોય તો સર્વનું રક્ષણ થાયછે.
૮૬ વૃદ્ધિ અને વિનાશ એ પોતાનાજ હાથમાં છે.
૮૭ દંડ (મનુષ્યને)વિશેષ જ્ઞાન તરફ પ્રેરે છે.
૮૮ રાજા દુર્બળ હોય તથાપિ તેની અવગણના કરવી નહિં.
૮૯ અગ્નિમાં દુર્બળતા હોતી નથી.[૨]

૯૦ દંડવડે વૃત્તિ(સદ્ આચરણ)નું રક્ષણ થાય છે.
૯૧ અર્થલાભનું મૂળ સારી વૃત્તિ (આચરણ) છે.
૯૨ ધર્મનું તથા કામનું મૂળ અર્થ છે;[૩]

---

૧ અર્થાત્ દંડનો ભય ન હોય તો ધર્મ, અર્થ ને કામની કોઇ દરકાર ન કરે. અથવા મંત્રિવર્ગ સલાહકારનો અભાવ થાય છે. સાચી સલાહ કોઇ ન આપે. ૨ કારણ કે, જેનું નામ અગ્નિ તેનામાં દુર્બળતા નહિં, તેમ રાજામાં પણ સમજવું. ૩ અર્થાત્ ધર્મ હોય તો અર્થ મળે, અને અર્થ હોય તો ધર્મ થાય; તેમ અર્થ હોય તો કામ મળે, અને કામ હોય તો અર્થ કામનું.

૯૩ માટે સર્વ કાર્યનું મૂળ અર્થ છે.
૯૪ અલ્પ પ્રયત્ને જે કાર્યસિદ્ધિ થાય છે, તેનું નામ ઉપાય.
૯૫ ઉપાયપૂર્વક કરેલું કાર્ય દુષ્કર રહેતું નથી.
૯૬ ઉપાયની અવગણનાથી થયેલું કાર્ય પણ નાશ પામે છે.
૯૭ કાર્યસાધનાની ઇચ્છાવાળાને માત્ર ઉપાય જ એક **સહાય** છે.
૯૮ પુરુષાર્થી મનુષ્યે કરેલું કાર્ય લક્ષ્યને પહોંચે છે.
૯૯ ઉદ્યમી (પુરુષાર્થ કરનાર) દૈવને અનુસરે છે.
૧૦૦ દૈવ વિના જે પ્રયત્ન થાય છે તે વ્યર્થ જાય છે.
૧૦૧ જે માણસ બેદરકાર હોય છે તેનું ધારેલું સિદ્ધ થતું નથી.
૧૦૨ મનુષ્યે પ્રથમ નિશ્ચય કર્યા પછી જ કાર્યનો આરંભ કરવો.
૧૦૩ કાર્યો કરવામાં ઢીલ કરવી નહિં.
૧૦૪ ચંચળ ચિત્તવાળાનું કાર્ય સિદ્ધ થતું નથી.
૧૦૫ હાથમાં આવેલી તક ગુમાવવાથી કાર્યનો વ્યતિક્રમ (નાશ) થાય છે.
૧૦૬ દોષ વિનાના કાર્યો દુર્લભ છે.
૧૦૭ દુષ્ટ ફળ આપનારા કાર્યનો આરંભ કરવો નહિ.

૧૦૮ દેશ તથા કાળને જાણનારો કાર્ય સાધી શકે છે.
૧૦૯ સમય ચુકવાથી કાળ પોતે જ ફળને પી જાય છે.
૧૧૦ કાર્યો કરવામાં એક ક્ષણનો પણ કાળક્ષેપ કરવો નહિં.
૧૧૧ દેશ અને કાળને જોઈ કરેલું કાર્ય ફળ આપે છે.
૧૧૨ સમય અને સ્થાનનો ભેદ જાણીને કાર્યનો આરંભ કરવો.[1]
૧૧૩ દેશ તથા કાળને સમજ્યા વિના કરેલું કાર્ય સહેલથી સિદ્ધ કરી શકાય એવું હોવા છતાં દુઃસાધ્ય બને છે.
૧૧૪ કાર્યારંભ પહેલાં જે (એ પ્રમાણે) પરીક્ષા કરે છે તેની પાસે શ્રી ચિર કાળ પર્યંત રહે છે.
૧૧૫ નીતિજ્ઞ (સર્વ કાર્યના આરંભે) દેશ અને કાળ બન્નેની પરીક્ષા કરે છે.
૧૧૬ સર્વસંપત્તિ સર્વકોઇ(ગમે તે)ઉપાયથી મેળવવી.
૧૧૭ ભાગ્યવત છતાં પરીક્ષા કરતાં ન આવડતું હોય તેને લક્ષ્મી ત્યજી જાય છે.
૧૧૮ જ્ઞાની(જાણકાર)દ્વારા તથા અનુમાનથી પરીક્ષા કરવી.

---

૧ દાખલા તરીકે દિવસે કાગડો ઘુવડને મારે છે, જ્યારે રાત્રે ઘુવડ કાગડાને મારે છે, માટે દેશ ને કાળની પરીક્ષા કરવી.

૧૧૯ જે જે કાર્યમાં કુશળ હોય તેને તેમાં યોજવો.
૧૨૦ ઉપાયજ્ઞ (ઉપાયને જાણુવાવાળો) દુઃસાધ્યને પણ સહેલું બનાવે છે.
૧૨૧ અજ્ઞાનીએ કામ પાર પાડ્યું હોય તોપણ તેને બહુ વજન આપવું નહિં;
૧૨૨ (કારણુ) પોતાની મેળે જ એક કૃમિ (કીડો) પણ અનેક પ્રકારની આકૃતિઓ શું નથી કરતો?[1]
૧૨૩ સિદ્ધ કર્યું હોય એવા કાર્યનું જ પ્રકાશન કરવું. અથવા જે સિદ્ધ હોય તેવા જ કાર્યનો પ્રકાશ કરવો.
૧૨૪ જ્ઞાનીના પણ કાર્યો દૈવી તેમ જ માનુષી દોષથી દોષિત થાય છે.[2]
૧૨૫ શાન્તિકર્મો કરીને (વિરોધી) દૈવને સંતોષવું.
૧૨૬ માનુષી દોષથી કાર્યમાં ઉત્પન્ન થયેલી વિપત્તિનું કૌશલ્યથી નિવારણ કરવું.
૧૨૭ કાર્યમાં કાંઈ હરકત આવી પડે ત્યારે બાલિશ મનુષ્યો દોષો વર્ણવે છે.

---

૧ આ પ્રમાણે કરે તેને ઘુણાક્ષરન્યાય કહે છે.

૨ કૌટિલ્ય કર્મના દૈવી અને માનુષી એવા બે વિભાગ પાડે છે. दैवं मानुषं च कर्म लोकमवति। દૈવી તેમ જ માનુષી કર્મ લોકોને દોરે છે.

૧૨૮ કાર્યસિદ્ધિની ઇચ્છાવાળાએ દાક્ષિણ્ય (દયાભાવ, ઉદારતા) ન રાખવું;[1]

૧૨૯ દાખલા તરીકે, દૂધને માટે વાછરડું માતાના ઊધ(આંચલ)ને ઘા (માથું) મારે છે.

૧૩૦ વિના પ્રયત્ને, કાર્યમાં વિપત્તિ આવે છે.

૧૩૧ દૈવપર આધાર રાખનારની કાર્યસિદ્ધિ થતી નથી.[2]

૧૩૨ સ્વકાર્યમાં નિષ્ફળ થનાર પોતાના આશ્રિતોને પોષી શકતો નથી.

૧૩૩ જે કાર્યને (ફળને) જોતો નથી તે અંધ છે.

૧૩૪ પ્રત્યક્ષ તથા પરોક્ષ અનુમાનોથી કાર્યની પરીક્ષા કરવી.

---

૧ દાખલા તરીકે, પૃથુરાજે મહમદઘોરીને જેમ જવા દીધો તેમ જવા ન દેવું. ૨ ચાણક્ય દૈવપર બહુ આધાર રાખવામાં માનતો નથી, ને મંગળ તિથિ જોવી કે નક્ષત્ર જોવાં એ લાભને હાનીકારક માને છે.

नक्षत्रमतिपृच्छन्तं बाळमर्थोऽतिवर्त्तते ।
अर्थो ह्यर्थसा नक्षत्रं किं करिष्यन्ति तारकाः ॥

બહુ નક્ષત્રો પૂછપૂછ કરનારો અર્થ ગુમાવે છે, કારણ કે અર્થ એટલે લાભ લાભની સાથે જ હોય તેમાં તારા ને નક્ષત્રો શું કરે ?

૩૫ જે (સારાં નરસાંનો) વિચાર (પરીક્ષા) કરી શકતો નથી તેનો શ્રી ત્યાગ કરે છે.[1]

૩૬ પરીક્ષા કરનાર(અર્થાત્ સારાં નરસાંનો વિચાર કરનાર)ને કાર્યમાં વિપત્તિ પડતી નથી.

૩૭ પોતાની શક્તિ જાણ્યા પછી જ કાર્યનો આરંભ કરવો.

૩૮ સ્વજનોને તૃપ્ત કર્યા પછી જે શેષ (બાકીનું) ખાય છે તે અમૃતનું ભોજન કરનારો છે.

૩૯ યોગ્યતાથી કાર્યો ઉઠાવવામાં આવકના મૂળો વધે છે.

૪૦ ભીરુ (ડરકુ)ને કાર્ય (કરવા)ની ચિંતા (વિચાર) હોતી નથી.

૪૧ સ્વામિનો સ્વભાવ જાણી લઇને કાર્યની ઇચ્છા-વાળાએ કાર્ય સાધવું.[2]

૪૨ (દાખલા તરીકે) ગાયનું શીલ (સ્વભાવ) જાણુ-નારો તેના દૂધનો આસ્વાદ લઈ શકે છે.

૪૩ આત્મસંયમી(નીતિનિપુણ)એ ક્ષુદ્ર (મનુષ્ય) આગળ ગુહ્યનો પ્રકાશ ન કરવો.

---

૧ આ સૂત્ર ૧૧૭મા સૂત્રને લગભગ મળતું છે. ત્યાં ભાગ્યવંત' છે એટલું વિશેષ છે. ૨ અર્થાત્ શેઠનો સ્વભાવ જાણીને કાર્ય કરવાની ઇચ્છાવાળાએ કાર્ય કરવું.

૧૪૪ મૃદુ સ્વભાવવાળા રાજાનું તેના આશ્રિતો પણ અપમાન કરે છે.

૧૪૫ સખ્ત દંડ કરનારો સર્વેને ભય આપનારો થાય છે;

૧૪૬ માટે યથાર્થ દંડ કરનારા બનવું.

૧૪૭ વિદ્વાન હોવા છતાં થોડી મૂડીવાળાને લોકો બહુ વજન આપતા નથી;

૧૪૮ કારણ કે અતિશય ભાર આપવાથી મોટા પુરુષની મહત્તા દબાઈ જાય છે.

૧૪૯ સભામાં જે પારકાના દોષોની વાતો કરે છે અને પોતાના દોષો છુપાવે છે, તે માણસને ખલ જાણવો.

૧૫૦ આત્મસંયમી નથી (જેને પોતાનાપર અંકુશ નથી) એવાનો કોપ તેનો પોતાનો જ નાશ કરે છે.

૧૫૧ જેનામાં કાંઇ સત્ત્વ છે એવાને કશું દુષ્પ્રાપ્ય નથી.

૧૫૨ ખરેખર સાહસમાં જ શ્રી વસે છે.[1]

૧૫૩ વ્યસની મનુષ્ય કાર્યનો આરંભ અને અનારંભ ભૂલી જાય છે.

---

૧ હિમતે મર્દા તો મદદે ખુદા.

૧૫૪ કાળવિક્ષેપ કરવામાં અન્તરાયો (વિઘ્નો) દૂર થતાં નથી.

૧૫૫ અસંશયનો વિનાશ (નિશ્ચિત વસ્તુનો વિનાશ) કરતાં સંશયનો વિનાશ સારો છે.[૧]

૧૫૬ બીજા ધનની (બદલાની) અપેક્ષા વિના કેવળ અર્થદાન કરવું એ જ ધર્મ છે.

૧૫૭ ન્યાયથી મેળવેલું તે જ ખરું ધન.[૨]

૧૫૮ તેનાથી વિપરીત રીતે મળેલો જે અર્થ તે ખરું ધન નહિં, પરંતુ અર્થનો માત્ર આભાસ છે.

૧૫૯ જે ધર્મ તથા અર્થને પીડતો નથી તે કામ છે.[૩]

૧૬૦ તેથી વિપરીત તે માત્ર કામનો આભાસ છે.

૧૬૧ ઋજુ (સીધા) સ્વભાવવાળા મનુષ્ય દુર્લભ છે,

૧૬૨ સાધુ મનુષ્ય માનભંગથી મળેલા ઐશ્વર્યની અવગણના કરે છે.

---

૧ ગીતામાં કહ્યું છે કે: संशयात्मा विनश्यति ॥
૨ કલકત્તાની પ્રતમાં: दानं धर्मः । દાન એ જ ધર્મ છે. તેમ ૧૫૭ તથા ૧૫૮ એ બેને બદલે नार्यागतोऽर्थोहि विपरीतोऽनर्थभावः । એ સૂત્ર છે. તેનો અર્થ: 'સ્ત્રી દ્વારા મળેલું ધન વિપરીત અને અનર્થકારક છે" ૩ આ સૂત્રનો અર્થ બરાબર સમજાતો નથી. કલકત્તાની પ્રતમાં 'पीडयति'ને બદલે 'विवर्धयति' એમ છે. એટલે, જે ધર્મને તથા અર્થને વધારતો નથી તે કામ છે.

૧૬૩ એક દોષ અનેક ગુણોનો ગ્રાસ કરે છે.[1]
૧૬૪ મોટી પ્રતિજ્ઞા કરવાનું સાહસ ન કરવું.[2]
૧૬૫ ક્યારે પણ સચ્ચારિત્ર્યનું ઉલ્લંઘન ન કરવું.
૧૬૬ ભુખ્યો હોવા છતાં પણ સિંહ ઘાસ ખાતો નથી.
૧૬૭ પ્રાણ જતાં પણ પ્રત્યય(વિશ્વાસ)ની રક્ષા કરવી· અર્થાત્ વિશ્વાસ જવા ન દેવો.
૧૬૮ પિશુન (વચનભંગી) મનુષ્યનો તેની સ્ત્રી તથા પુત્રો પણ ત્યાગ કરે છે.
૧૬૯ બાળકના અર્થવાળા વચનો પણ સાંભળવાં.
૧૭૦ સાચું હોય, તોપણ શ્રદ્ધા ન રહે એવું હોય તેવું બોલવું નહિં.
૧૭૧ અગ્નિની ઇચ્છાવાળો ધુમાડાનો ત્યાગ કરતો નથી.[3]
૧૭૨ વિદ્વાનો વા પ્રાજ્ઞોમાં પણ દોષો સુલભ હોય છે.[4]
૧૭૩ (દાખલા તરીકે) જગતમાં દોષ વિનાનું રત્ન હોતું નથી.

---

૧ અર્થાત્ ગુણો બહુ હોય છતાં એક ભયંકર દોષ તે સર્વને ખાઇ જાય છે. ૨ "વરસ દહાડામાં 'સ્વરાજ' મળે" એવી પ્રતિજ્ઞાનું સાહસ કરવું નહિં. ૩ સારી વસ્તુ લેવા જતાં ગાળ પડે કે દુઃખ પડે તો તે સહન કરવું અને તેનાથી ભાગી ન જવું.

૪ કલકત્તાની પ્રતમાં આ એક સૂત્ર છે:—नाल्पदोषाद् बहुगुणास्त्यज्यन्ते અલ્પદોષને ખાતર ઘણા સદ્ગુણો ત્યજાતા નથી.

૧૭૪ જે મર્યાદાની બહાર જાય છે તેનો કદી વિશ્વાસ રાખવો નહિં.

૧૭૫ જેનાપર આપણો પ્રેમ નથી તેવા કોઈ મનુષ્યે કરેલું કાર્ય પ્રિય પણ હોય તોપણ તે દ્વેષને યોગ્ય થાય છે.[1]

૧૭૬ તુલાકોટિ (પાણી ખેંચવાનું ઉચ્ચાલનનું યંત્ર) જો કે વાંકુ વળે છે છતાં કૂવાનું પાણી ખાલી કરી નાંખે છે.

૧૭૭ સાધુઓના મતનું ઉલ્લંઘન કરવું નહિં.

૧૭૮ ગુણવાનના આશ્રયથી નિર્ગુણી પણ ગુણી બને છે.

૧૭૯ દાખલા તરીકે, ક્ષીર(દૂધ)માં મેળવેલું જળ ક્ષીર જેવું બને છે.

૧૮૦ માટીનો લોંદો પણ પાટલી પુષ્પની ગંધ આપે છે.

૧૮૧ સુવર્ણના સંગથી–મિશ્રણથી રજત (ચાંદી) સુવર્ણમય બને છે.

૧૮૨ ઉપકારીપર અપકાર કરવાની ઇચ્છા કરે છે તે અબુધ (મૂર્ખ મનુષ્યો).

૧૮૩ તેનાથી જે વિપરીત ઇચ્છા કરે તે ડાહ્યો હોય છે.

---

૧ અર્થાત્ વિરોધીએ સારું કાર્ય કર્યું હોય તેની કિમ્મત અંકાતી નથી.

૧૮૪ પાપાચારીઓને (કોઇના) આક્રોશ (બુમબરાડા) તથા નિન્દાનો ભય હોતો નથી.

૧૮૫ ઉત્સાહીઓને શત્રુઓ પણ વશ થાય છે.

૧૮૬ પરાક્રમરૂપી ધનવાળા તે રાજાઓ છે.

૧૮૭ આળસુઓનું આલોક વા પરલોકમાં સ્થાન નથી.

૧૮૮ નિરુત્સાહીનો દૈવ સર્વ રીતે ત્યાગ કરે છે.

૧૮૯ જાળનો ઉપયોગ કરી માછી જેમ મત્સ્યને પકડે તેમ માણસે કાર્યરૂપ જાળથી અર્થને પકડવો.

૧૯૦ અવિશ્વાસુમાં વિશ્વાસ ન રાખવો. કારણ કે,

૧૯૧ વિષ એ હંમેશ વિષ જ છે.

૧૯૨ અર્થલાભ મેળવવો હોય ત્યારે દુશ્મન સાથે સમ્બન્ધ કરવો નહિં.

૧૯૩ અર્થસિદ્ધિમાં વૈરીમાં વિશ્વાસ ન રાખવો;

૧૯૪ (કારણ કે) નીચનો સમ્બન્ધ કેવળ સ્વાર્થને માટે જ હોય છે.

૧૯૫ શત્રુના મિત્રનું શત્રુ સામે પણ રક્ષણ કરવું.

૧૯૬ શત્રુના બધા છિદ્રો ન જણાય ત્યાં સુધી તેને હાથપર અથવા કાંધ ઉપર રાખવો અર્થાત્ ખુશ રાખવો.

૧૯૭ શત્રુને તેના છિદ્રને રસ્તે મારવો.

૧૯૮ પોતાના છિદ્રોનો કદી પણ પ્રકાશ કરવો નહિં;
૧૯૯ (કારણ કે) છિદ્રદ્વારા ઘા કરનારાઓ તે જ ખરા શત્રુઓ છે.
૨૦૦ પોતાના હાથમાં આવેલા શત્રુમાં પણ વિશ્વાસ રાખવો નહિં.
૨૦૧ સ્વજનના દુર્વૃત્તનું (દુરાચરણનું) નિવારણ કરવું;
૨૦૨ (કારણ કે) સ્વજન(આશ્રિતો)ના અપમાન પણ મનસ્વીઓને (મોટા શીલવાળાને) દુઃખી કરે છે;
૨૦૩ (કારણ કે) એક અંગનો દોષ પણ પુરુષને અશક્ત બનાવે છે.
૨૦૪ સારા આચરણવાળો શત્રુને જીતે છે.
૨૦૫ પારકાના વચનોની નિન્દા જેઓને પ્રિય હોય છે, તેઓ નીચ હોય છે.
૨૦૬ નીચને શિખામણ ન આપવી;
૨૦૭ તેમ તેઓમાં વિશ્વાસ પણ ન રાખવો.
૨૦૮ સારી રીતે પૂજા કરેલો દુર્જન મનુષ્ય પણ બાધા કરે છે;
૨૦૯ (કારણ કે) માથા ઉપર પાકી સ્થાપના કરેલી હોય છતાં પણ અગ્નિ તો બાળવાનો જ.
૨૧૦ કયારે પણ (ઉદ્દામ) પુરુષનું અપમાન કરવું નહિં.

૨૧૧ ક્ષમા કરીએ છીએ, એમ સમજી લોકોને બાધા કરવી નહિં, દુઃખ દેવું નહિં;

૨૧૨ (કારણ કે) ચંદનમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ પણ બાળવાનો જ.

૨૧૩ અબુધ મનુષ્યો એકાન્તમાં કહેલું હોય તેને ભેરી જેટલા મોટા અવાજથી કહેવાની ઇચ્છા કરે છે.[1]

૨૧૪ **અનુરાગ** (પ્રેમ, સ્નેહ) ફળથી જણાય છે.

૨૧૫ આજ્ઞાનું ફળ એ જ ઐશ્વર્ય છે.

૨૧૬ આપવા યોગ્ય હોય તે પણ બાલિશ (મૂર્ખ) મનુષ્યો ઘણું પજવીને આપે છે.

૨૧૭ મહદૈશ્વર્ય પ્રાપ્ત કર્યા છતાં અસ્થિર (અથવા ઉતાવળા) મનુષ્ય વિનાશને પામે છે.

૨૧૮ ધૃતિથી (ધૈર્યથી) રોગોને જીતાય છે.

૨૧૯ અસ્થિર મનુષ્યનું આલોક કે પરલોકમાં કાંઇ નથી.

૨૨૦ ગુણવાન હોય તોપણ ક્ષુદ્રપક્ષનો ત્યાગ કરવામાં આવે છે.

૨૨૧ દુર્જનોનો સંસર્ગ (સોબત) કરવો નહિ.

---

૧ બીલાડીના પેટમાં ક્ષીર ના રહે તેવું.

૨૨૨ તાડી બનાવનારના હાથના દૂધનો પણ અસ્વીકાર કરવો.[1]

૨૨૩ ગુંચવાડાઓના પ્રસંગમાં અર્થને, હેતુને ધ્યાનમાં રાખે તેનું નામ બુદ્ધિ.

૨૨૪ મિતભોજન આરોગ્ય રાખે છે.

૨૨૫ અજીર્ણ થયું હોય ત્યારે પચે એવું અન્ન પણ ખાવું નહિ.

૨૨૬ જીર્ણ (થોડું વા પચે એવું) ભોજન કરનારની પાસે વ્યાધિ આવતો નથી.

૨૨૭ અજીર્ણ થયું હોય ત્યારે ભોજન વિષ સમાન છે.

૨૨૮ શરીરમાં જે વ્યાધિ વધતો હોય તેની ઉપેક્ષા કરવી નહિ.

૨૨૯ શત્રુ કરતાં પણ વ્યાધિ ચઢે છે.

૨૩૦ આપણી પાસે હોય તે પ્રમાણે દાન આપવું.

૨૩૧ અક્કલ વગરના ને લોભી માણસ સહેલથી છેતરાય છે;[2]

૨૩૨ કારણ કે લોભથી બુદ્ધિનો લોપ થાય છે.

---

૧ કારણ દૂધ સફેદ હોવાથી તાડીમાં ખપે. કહેવત છે કે તાડ નીચે બેસી દૂધ કે છાશ પીએ તે પણ તાડીમાં જ ખપે. पयोऽपि शौण्डिकीहस्ते वारुणीत्यभिधीयते ॥ हितोपदेशम्: ॥

૨ કહેવત છે કે 'લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે.'

૨૩૩ ઘણાં કાર્યોમાં જે બહુ ફળ આપનારું કાર્ય હોય તે કાર્ય (પ્રથમ) કરવું.

૨૩૪ જાતે જ બેસીને પોતાનું કાર્ય જોતાં રેહેવું

૨૩૫ સાહસ મૂર્ખોમાં નિવાસ કરે છે.

૨૩૬ મૂર્ખો સાથે વિવાદ કરવો નહિં.

૨૩૭ મૂર્ખોને મૂર્ખની માફક જ કહેવું.

૨૩૮ દાખલા તરીકે, લોખંડથી જ લોખંડ છેદાય છે.

૨૩૯ સમાન ધર્મવાળા જેવા કોઇ મિત્ર નથી. (અથવા) ધર્મ સમાન કોઇ મિત્ર જ નથી.[1]

૨૪૦ ધર્મ વડે લોકવ્યવહાર ચાલે છે.

૨૪૧ મરી ગયો હોય તોપણ ધર્મ અને અધર્મ તેની પાછળ જાય છે.

૨૪૨ દયા ધર્મની જન્મભૂમિ છે.

૨૪૩ ધર્મનાં મૂળ સત્ય તથા દાન છે.

૨૪૪ ધર્મ વડે લોકો જીતાય છે.

૨૪૫ મૃત્યુ પણ ધર્મિષ્ઠની રક્ષા કરે છે.

૨૪૬ જ્યાં જ્યાં ધર્મથી વિપરીત પાપકર્મ થાય છે ત્યાં ત્યાં ધૈર્યનો નાશ થાય છે.

૨૪૭ લોકોની પ્રશંસા પામે તે જ બુદ્ધિમાન છે.

---

૧ કલકત્તાની પ્રતમાં: नास्त्यधीमतः सखा। બુદ્ધિ વિનાના (મૂર્ખ)ને કોઈ (સત્ય) મિત્ર હોતા નથી.

૨૪૮ સજ્જન મનુષ્યો ઠપકો આપે ત્યારે આગ્રહી બનવું નહિં.

૨૪૯ વિનાશ પાસે આવી લાગ્યો હોય તે સ્વભાવ તથા સ્વરૂપથી જણાય છે.

૨૫૦ અધર્મ કરાવનારી બુદ્ધિ માણુસનો પોતાનો વિનાશ સૂચવે છે.[૧]

૨૫૧ નિન્દાખોરને કંઇ પણ શુભ હોતું નથી.

૨૫૨ પારકાનું રહસ્ય સાંભળવું નહિં.

૨૫૩ માલીકનું (ધણીનું) કાયરપણું એ અધર્મ છે.

૨૫૪ પોતાના માણુસોથી વિરૂદ્ધ ન જવું.

૨૫૫ માતા દુષ્ટા હોય તો તે ત્યાગ કરવા યોગ્ય છે.

૨૫૬ પોતાનો હાથ પણ જો ઝેરવાળો હોય તો તે કાપવા યોગ્ય છે.

૨૫૭ પારકો પરંતુ હિતેચ્છુ હોય તો તે જ (સાચો) ભાઇ છે.

૨૫૮ વનસ્પતિ પણ (ઉત્તમ) ઔષધ આપે છે.

૨૫૯ ચોરોમાં બિલકુલ વિશ્વાસ રાખવો નહિં.

૨૬૦ જેનો કોઇ ઉપાય નથી એવા વ્યસનોમાં પ્રેમ ન રાખવો.[૨]

---

૧ અર્થાત્ વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ૨ કલકત્તાની પ્રતમાં अप्रतीकारेष्वनादरो न कर्तव्यः। જેનો ઉપાય નથી એવાનો એટલે જે અસાધ્ય છે તેવી વસ્તુઓનો અનાદર ન કરવો.

૨૬૧ વ્યસની મનવાળા મનુષ્યો પીડા પામે છે.[1]
૨૬૨ (પોતાને) અજર (ઘરડું ન થાય તે) અને અમર (જેનું મરણ નથી) માનીને ધન મેળવવું.[2]
૨૬૩ સર્વ લોકોમાં ધનવાન સત્કાર પામે છે.
૨૬૪ મહેન્દ્ર પણ જો અર્થ વિનાનો હોય તો લોકો તેને મોટો માનતા નથી.
૨૬૫ કુબડો પણ જો અર્થવાન હોય તો તે સુરૂપવાન ગણાય છે.
૨૬૬ દાન ન આપતો હોય પરંતુ પૈસાવાળો હોય તો ગરજુ(લોભી)લોકો તેનો ત્યાગ કરતા નથી.
૨૬૭ અકુલીન પણ પૈસાવાળો હોય તો તે કુલીનથી પણ ચઢી જાય છે.[3]

---

૧ કલકત્તાની પ્રતમાં व्यसनं मनागपि बाधते । વ્યસન થોડું હોય તોપણ પીડા કરે છે. ૨ કલકત્તાની પ્રતમાં આ વિશેષ સૂત્રો છે:—न चेतनावतां वृत्तिभयम् । જેઓ ચેતનવાળા છે તેઓને પોતાના જીવિતનો ભય નથી. न जितेन्द्रियाणां विषयभयम् । જેણે પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિયોને જીતી લીધી છે તેને વિષયનો ભય નથી. न कृतार्थानां मरणभयम् । જેણે પોતાના સર્વ અર્થો પૂર્ણ કર્યા છે તેને મરણનો ભય નથી. ૩ કારણ: सर्वे गुणा: काञ्चनमाश्रयन्ति ॥ સોનામાં સર્વ સદ્દગુણો આશ્રય કરે છે.

૨૬૮ દરિદ્રતા એ ખરેખર પુરુષને જીવતા મરણ બરાબર છે.

૨૬૯ અનાર્ય(જંગલી, મૂર્ખ)ને અપમાનનો ભય નથી.

૨૭૦ સાધુ (પ્રમાણિક) પુરુષો કોઇના પણ ધનને પોતાનું માનીને સંભાળે છે.

૨૭૧ પારકાના વૈભવોમાં પ્રેમ કરવો નહિં.[1]

૨૭૨ કારણ કે પારકાના વૈભવોનો વિચાર એ નાશનું મૂળ છે.

૨૭૩ એક પલ[2] જેટલું પણ પારકું દ્રવ્ય લેવું નહિં.

૨૭૪ પારકાના પૈસાનું હરણ એ આપણા પોતાના પૈસાના વિનાશનું કારણ છે.[3]

૨૭૫ ચોરીના ધનથી ચઢતો બીજો કોઇ મૃત્યુનો ફાંસો નથી.

૨૭૬ ( વિપત્તિ ) કાળે યવાગૂ ( જવની કાંજી ) પણ પ્રાણ બચાવે છે.

૨૭૭ મરી ગયેલાને ઔષધ આપવાનું કાંઇ કારણ નથી.

૨૭૮ પોતાના કાળમાં પોતાની મોટાઇનો થોડો પણ ભાગ આપ્યો હોય તો તે મોટાઇનું કારણ થાય છે.

---

૧ કારણ બીજાના વૈભવો જોવાથી દુઃખ થયા કરે.

૨ પલ એટલે એક તોલાનો ૧૦૦ મો ભાગ. ૩ કહેવત છે કે એક ખોટો પૈસો સો સારા પૈસાને બગાડે છે.

૨૭૯ હલકા માણસની પાસે જો વિદ્યા હોય તો તે પાપકર્મમાં ઉપયોગ કરે છે;

૨૮૦ દૂધનું પાન સર્પને કરાવ્યું હોય તો તે વિષને વધારે છે, કાંઇ અમૃત તેમાંથી નીકળતું નથી.[1]

૨૮૧ આલોકને અને પરલોકને નજરમાં રાખી વર્તવું.

૨૮૨ અકર્મીને[2] રોજ ભૂખનું દુઃખ હોય છે.

૨૮૩ ધાન્યના જેવું બીજું કોઇ ધન નથી.

૨૮૪ ક્ષુધા સમાન બીજો શત્રુ નથી.

૨૮૫ ભૂખથી પીડાતાને કંઇ અભક્ષ્ય નથી.

૨૮૬ ઇન્દ્રિયો મનુષ્યને ઘરડો બનાવે છે.

૨૮૭ દયાળુ ધણીની અવગણના કરતા નહિં.

૨૮૮ લોભી (સ્વામી)ની સેવા કરનારની દશા અગ્નિની આશામાં આગિયાને ફુંક મારનારના જેવી છે.

૨૮૯ જે વિશેષ જાણે છે તેવા સ્વામીનો આશ્રય લેવો.

૨૯૦ મૈથુન ( સંભોગ ) પુરુષને ઘરડો બનાવે છે.[3]

---

૧ पयःपानं भुजङ्गानां केवलं विषवर्द्धनम् ॥ हितोपदेशः ॥
૨ અકર્મી—કમનસીબ અથવા કર્મ કરે નહિં તે. ૩ કલકત્તાવાળી પ્રતમાં આ વિશેષ સૂત્ર છેઃ स्त्रीणाममैथुनं जरा । મૈથુનનો અભાવ એ સ્ત્રીઓનું ઘડપણ છે. આ સૂત્રમાં સત્ય છે અને તે માનસ-શાસ્ત્ર અને વૈદકી નજરે સ્ત્રીનાં આરોગ્ય માટે વિચારવા જેવું છે.

૨૯૦–(ક) મૈથુનનો અભાવ સ્ત્રીને ઘડપણ લાવે છે.[1]
૨૯૧ નીચ અને ઉચ્ચના વિવાહ કરવા યોગ્ય નથી;[2]
૨૯૨ (કારણ કે) અગમ્ય સ્ત્રી સાથે સંગ કરવાથી આયુષ્ય, યશ, તેમ જ પુણ્યકર્મનો ક્ષય થાય છે.
૨૯૩ અહંકાર સમાન કોઇ શત્રુ નથી.
૨૯૪ (ખુલ્લી) સભામાં શત્રુનો વિરોધ કરવો નહિ.
૨૯૫ શત્રુનું દુઃખ કાનને સુખકર છે.
૨૯૬ નિર્ધનને બુદ્ધિ હોતી નથી;
૨૯૭ (કારણ કે) નિર્ધનના વચન હિતદાયી હોય તો પણ ગ્રહણ કરાતા નથી.
૨૯૮ ધનહીનનું તેની પોતાની સ્ત્રીને હાથે પણ અપમાન થાય છે;
૨૯૯ (કારણ કે) ભ્રમરાઓ મોર વિનાના આંબાનો પણ સત્કાર કરતા નથી.

---

૧ પુરુષ જુવાન છતાં અતિમૈથુનથી સત્વર ઘરડો થાય છે અને સ્ત્રી જો મૈથુનથી દૂર રહે છે તો તે ગલિતયૌવના–ઘરડી બને છે. ૨ આ સૂત્ર નીચ ઉચ્ચ જાતિના ભેદના માનનારાને ઇષ્ટ ના થાય. ગુણોની નજરે ઠીક છે. પણ નીચ ઉચ્ચ અવયવો માટે સમજવાનું છે એમ પાછળના સૂત્રથી લાગે છે. બાકી જ્યોતિષની નજરે, જાતિની નજરે, ગુણોની નજરે, જ્ઞાનની નજરે સર્વ રીતે લાગુ પડે છે.

૩૦૦ નિર્ધનનું ધન એ વિદ્યા છે.

૩૦૧ ચોરોને હાથે પણ ન હરાય એવી માત્ર એક વિદ્યા છે.[1]

૩૦૨ વિદ્યાવડે ખ્યાતિ થાય છે.

૩૦૩ વિદ્યા હોય તો માણસના યશરૂપી શરીરનો નાશ થતો નથી.

૩૦૪ જે પરોપકાર કરવા જાય છે તે જ સત્પુરુષ છે.

૩૦૫ ઇન્દ્રિયોને અંકુશમાં કે શાંત રાખવાનું જેમાં હોય તેનું નામ **શાસ્ત્ર.**[2]

૩૦૬ અકાર્યની પ્રવૃત્તિ કરતા મનુષ્યને શાસ્ત્રરૂપી અંકુશ અટકાવે છે.

૩૦૭ નીચની વિદ્યા(સલાહ)નો સ્વીકાર કરવો નહિં.

૩૦૮ મ્લેચ્છ ભાષણ કદી શીખવું (શીખવવું) નહિ.[3]

---

૧ सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥ हितोपदेशः ॥

સર્વ દ્રવ્યોમાં વિદ્યા એ જ ઉત્તમ દ્રવ્ય ગણાયું છે; કારણ વિદ્યા કદી પણ હરાતી નથી, કે તેનું મૂલ્ય અર્ઘ્ય થઇ શકતું નથી, કે તેનો ક્ષય પણ થતો નથી.

૨ હાલના જમાનાનું શિક્ષણ ઇન્દ્રિયોને નિરંકુશ બનાવે છે, અને તેને લોકો સ્વતંત્રતા તરીકે પૂજે છે. ખરેખરું તો તે સ્વચ્છંદતા છે. નિરંકુશ બનવાના શાસ્ત્રો રચાય છે. ૩ મ્લેચ્છ ભાષણ એટલે અપશબ્દો, કઠોર, ખરાબ બોલતાં શીખવું નહિં.

૩૦૯ મ્લેચ્છ (જાતીય વાચક) પાસેથી પણ સારું વર્તન (સદ્ગુણો) ગ્રહણ કરવા.

૩૧૦ ગુણના વિષયમાં (સારા ગુણ મળતા હોય ત્યાં) તિરસ્કાર ન કરવો.

૩૧૧ શત્રુના પણ સદ્ગુણ હોય તો તે ગ્રહણ કરવા;

૩૧૨ (કારણ કે) વિષમાંથી પણ અમૃત ગ્રહણ કરવા યોગ્ય છે.

૩૧૩ અવસ્થા પ્રમાણે પુરુષનું સન્માન થાય છે.[૧]

૩૧૪ યથા સ્થાને જ મનુષ્યો પૂજાય છે.

૩૧૫ આર્ય (સંસ્કારી)નું આચરણ પાળવું.

૩૧૬ ક્યારે પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિં.

૩૧૭ પુરુષરત્નનું મૂલ્ય જ નથી.

૩૧૮ સ્ત્રીરત્ન સમાન અતિ દુર્લભ રત્ન નથી.

૩૧૯ ભયોમાં વધુ ભયકારક અપયશ છે.[૨]

૩૨૦ સ્ત્રૈણ(બાયલા અથવા હીજડા)ને સ્વર્ગ મળતું નથી;

૩૨૧ તેમ જ તેને ધર્મકૃત્યનો અધિકાર નથી.
**न च धर्मकृत्यं च ।**

---

૧ अवस्था पूज्यते राजन् न शरीरं शरीरिणः ॥

૨ કલકત્તાની પ્રતમાં આ સૂત્ર વધુ છેઃ नास्त्यलसस्य शास्त्राधिगमः આળસુને શાસ્ત્રનું જ્ઞાન થતું નથી.

૩૨૨ સ્ત્રીઓ પણ બાયલાનું અપમાન કરે છે.[1]

૩૨૩ પુષ્પની કામનાવાળો સુકાઇ ગયેલા વૃક્ષને જળ સીંચતો નથી.[2]

૩૨૪ નિર્ધનનો પ્રયત્ન રેતીને પીલીને તેલ કાઢવા કરતાં બીજો નથી હોતો.

૩૨૫ નર્મ (દુઃખ લાગે તેવું) હાસ કરવું નહિ.

૩૨૬ મહાજનનો ઉપહાસ કરવો નહિં.

૩૨૭ નિમિત્તો (શુકનો) કાર્યસિદ્ધિ સૂચવે છે.

૩૨૮ નક્ષત્રો પણ નિમિત્તની પ્રશંસા કરે છે.

૩૨૯ ત્વરિત (ઉતાવળો) મનુષ્ય નક્ષત્રપરીક્ષા કરી શકતો નથી.

૩૩૦ જ્યાં પરિચય હોય ત્યાં દોષો ઢાંકી શકાતા નથી.[3]

૩૩૧ જાતે અશુદ્ધ હોય તે બીજાને માટે શંકા કરે છે.

૩૩૨ સ્વભાવ અલંઘનીય છે. સ્વભાવનો ઉપાય નથી.[4]

૩૩૩ અપરાધીને ઉચિત દંડ કરવો.

---

૧ કામશાસ્ત્રની નજરે આ નોંધવા જેવું છે. Only the brave deserves the fair. ૨ આ સૂત્ર પણ કામશાસ્ત્રની નજરે પુરુષને લાગુ પડે છે.

૩ A man is not a hero to his valet.

૪ अतीत्य हि गुणान् सर्वान् स्वभावो मूर्ध्नि वर्तते॥ हितोपदेशः ॥

૩૩૪ કથાને ઉચિત પ્રતિવચન આપવું (મુદ્દાની જ વાત કરવી.)
૩૩૫ વૈભવ પ્રમાણે આભરણ પહેરવાં.[૧]
૩૩૬ કુળને યોગ્ય વર્તન રાખવું.
૩૩૭ કાર્યને ઉચિત પ્રયત્ન કરવો.
૩૩૮ પાત્રને યોગ્ય દાન આપવું.
૩૩૯ વયને યોગ્ય વેશ પહેરવો.[૨]

૩૪૦ ભૃત્યે (ચાકરે) સ્વામિને અનુકૂળ વર્તવું.
૩૪૧ ભાર્યાએ પતિને વશ વર્તવું.[૩]
૩૪૨ શિષ્યે ગુરુને વશ રહીને ચાલવું.
૩૪૩ પુત્રે પિતાને વશ રહીને ચાલવું.
૩૪૪ સ્વામિ કોપે ત્યારે પણ ચાકરે તેને જ અનુકૂળ વર્તવું.
૩૪૫ માતાએ માર્યાં છતાં બાલક માતા પાછળ જ જાય છે;

---

૧ આપણી પાસે પૈસા હોય તે પ્રમાણે દાગીના પહેરવા.

૨ ઉપરના સાત સૂત્રો(૩૩૩–૩૯)માં જે વસ્તુને જે યોગ્ય હોય તે પ્રમાણે કરવાનું કહ્યું છે. તેથી વિપરીત કરીએ તો વિપત્તિ આવી પડે. અર્થાત્ દરેક વસ્તુ તેની યોગ્યતા-(ગુણ)ના પ્રમાણમાં થવી જોઇએ.

૩ એથી પત્નીએ ગુલામડી માફક વર્તવું એવું સમજવાનું નથી.

૩૪૬ કારણ કે, સ્નેહીનો રોષ સ્વલ્પ હોય છે.

૩૪૭ બાલિશ મનુષ્ય પારકાના દોષ જુએ છે પરંતુ પોતાના દોષ જોઇ શકતો નથી.[1]

## ખુશામતથી ફસાવું નહિં.

૩૪૮ ખુશામત કરવી નહિં.[2]

૩૪૯ સામા માણસને ગમતા પદાર્થોવડે આચરણ કરવું તેનું નામ ઉપચાર (એટલે ખુશામત.)

૩૫૦ અતિખુશામત શંકા કરવા યોગ્ય છે.

૩૫૧ લાંબા પરિચયમાં આવેલાનો ત્યાગ દુષ્કર છે.

૩૫૨ આવતી કાલના હુજાર કરતાં આજની (એક) કોડી વધુ સારી છે.

૩૫૩ આવતી કાલના મયૂર કરતાં આજનું કપોત વધુ સારું છે.

---

१ खलः सर्षपमात्राणि परछिद्राणि पश्यति ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥

ખલ મનુષ્ય પારકાના રાઇ જેવડા પણ છિદ્રો જોઇ શકે છે, જ્યારે (પ્રમાણમાં) બિલ્વફળ જેવડા પોતાના (છિદ્રો) જોતો હોવા છતાંયે જોઇ શકતો નથી.

૨ કલકત્તાની પ્રતમાંઃ सोपचारः कैतवः । લુચ્ચાઓ ખુશામતખોર હોય છે. એવું સૂત્ર છે.

૩૫૪ અતિસોબત દોષો ઉત્પન્ન કરે છે.[1]
૩૫૫ અક્રોધી સર્વને જીતે છે.
૩૫૬ જો અપકાર કરનારની સામે ક્રોધ આવે ત્યારે તે ક્રોધ( કે જે મનુષ્યનો મોટો શત્રુ છે તે)ની સામે જ કોપ કરવા યોગ્ય છે. અર્થાત્ ક્રોધને દાબવાને જ ક્રોધ કરવો.
૩૫૭ બુદ્ધિમાન મનુષ્યોએ મૂર્ખ, મિત્ર, ગુરુ અથવા માલિક સાથે વિવાદ ન કરવો.
૩૫૮ આ દુનિયામાં પિશાચ વિનાનું ઐશ્વર્ય નથી.[2]
૩૫૯ ધનવાનોને સત્કર્મ(કરવા)માં શ્રમ પડતો નથી;
૩૬૦ કારણ કે, વાહન ધરાવનારને પ્રવાસનો શ્રમ લાગતો નથી.
૩૬૧ જે કાર્યમાં જે કુશળ હોય તેને તેમાં અધ્યક્ષ સ્થાને યોજવો.[3]

---

૧ Familiarity breeds contempt. अतिपरिचयादवज्ञा। અતિપરિચયથી તિરસ્કાર જન્મે છે.

૨ પિશાચ એટલે પાપકર્મ.

૩ कर्मस्वदृष्टकर्मा यः शास्त्रज्ञोऽपि विमुह्यति ॥ (કારણ) જેને કાર્યનો અનુભવ ન હોય (અથવા જેણે પોતાનું જ્ઞાન વ્યવહારમાં મૂક્યું ન હોય) એવો (મનુષ્ય) શાસ્ત્રોમાં નિપુણ હોવા છતાં (તે કાર્ય કરતી વખતે) ગુંચવાઈ (ભ્રમિત થઇ) જાય છે.

૩૬૨ પત્ની એ બેડી છે, પણ તે લોખંડની નથી;
૩૬૩ કારણ કે, એક દુષ્ટ પત્ની બુદ્ધિમાનોનાં શરીરને સુકવી નાંખે છે.
૩૬૪ માણસે પ્રમાદ કર્યા વિના પોતાની સ્ત્રીઓ તરફ ધ્યાન આપવું (સંભાળ રાખવી).
૩૬૫ સ્ત્રીઓમાં જરા પણ વિશ્વાસ રાખવો નહિં.
૩૬૬ સ્ત્રીઓમાં સ્થિરતા નથી, પણ લોલતા (ચંચળતા) છે.[૧]
૩૬૭ ગુરુઓમાં માતા એ સર્વથી શ્રેષ્ઠ ગુરુ છે.[૨]
૩૬૮ સર્વ અવસ્થામાં માતાનું ભરણપોષણ કરવું.
૩૬૯ કુરૂપતા અલંકાર વડે ઢંકાય છે.
૩૭૦ સ્ત્રીઓનું ભૂષણ લજ્જા છે.[૩]

---

૧ ......चित्तं पुष्करपत्रतोयतरलं विद्वद्भिराशंसितं ।
नारी नाम विषाङ्कुरैरिव लता दोषैः समं वर्द्धिता ॥

......કમળના પત્ર ઉપર રહેલાં પાણીની માફક ચંચળ અને વિદ્વાનોથી શંકા કરાયેલું જેનું ચિત્ત છે એવી સ્ત્રીરૂપી લતા વિષના અંકુરો જેવા વડે દોષો ઉછરેલી છે. ( ભર્તૃહરિ નીતિશતક.)

૨ सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ मनुस्मृतिः ॥
હજાર પિતાઓથી પણ એક માતા ગૌરવમાં અધિક છે.

૩ लज्जा रूपं कुलस्त्रियः । લજ્જા એ જ કુળવાન સ્ત્રીનું રૂપ છે.

૩૭૧ વિપ્રોનું ભૂષણ વેદ છે.[1]
૩૭૨ સર્વનું ભૂષણ ધર્મ છે.
૩૭૩ ભૂષણોનું પણ ભૂષણ વિનયસહિત વિદ્યા છે.
૩૭૪ જે દેશમાં ઉપદ્રવ નથી હોતો તે દેશમાં વસવું.
૩૭૫ જેમાં સાધુજન ઘણાં હોય તેનું નામ દેશ.
૩૭૬ હુંમેશા રાજાનો ભય રાખવો.
૩૭૭ રાજાથી ઉચ્ચ દૈવત નથી.
૩૭૮ રાજારૂપી અગ્નિ ઘણે દૂરથી પણ બાળે છે.[2]
૩૭૯ ખાલી હાથે રાજા પાસે જવું નહિં.[3]
૩૮૦ કુટુમ્બીથી હુંમેશા બીહીતા રહેવું.[4]
૩૮૧ સદા રાજકુળની તહેનાત કરવી.
૩૮૨ રાજપુરુષો સાથે હુંમેશા સમ્બન્ધ રાખવો.
૩૮૩ કદી પણ રાજદાસી સેવવા યોગ્ય નથી.
૩૮૪ આંખોએ પણ કદી રાજધનને નિરખવું નહિં.
૩૮૫ સમાજના કે દેશના લાભને માટે ગામ છોડવું.

---

૧ અર્થાત્ વેદને જાણનારો તે જ ખરો બ્રાહ્મણ.

૨ અગ્નિ તો ફક્ત એકને જ બાળે પરંતુ રાજાનો કોપાગ્નિ કુટુમ્બ, પશુ અને સમ્પત્તિ સહિત મનુષ્યનો નાશ કરે છે. મનુસ્મૃતિ.

૩ गुरुं च दैवं च । એ એક સૂત્ર કલકત્તાની પ્રતમાં છે. 'ગુરુઓ અને દેવોની પાસે પણ ખાલી હાથે નહિં જવું.'

૪ કારણ; ગામમાં નિન્દા ઘરનો માણસ પહેલો કરે.

૩૮૬ ગામના લાભને માટે કુટુમ્બનો ત્યાગ કરવો.
૩૮૭ કુટુમ્બના લાભને માટે આત્મભોગ આપવો (અથવા એક પુરુષનો પણ ત્યાગ કરવો).
૩૮૮ પોતાના લાભ માટે સર્વ વૈભવનો ત્યાગ કરવો.[1]

## સુપુત્રના લક્ષણો

૩૮૯ પુત્રલાભ એ સૌથી મોટો લાભ છે.
૩૯૦ બહુધા પુત્રો પિતાને અનુસરીને વર્તે છે.
૩૯૧ ગુણવાન પુત્ર હોય તો તે કુટુમ્બીઓના સ્વર્ગસ્વરૂપ છે.
૩૯૨ દીકરાઓને વિદ્યાને પાર પહોંચાડવા (અર્થાત્ પૂરા ભણાવવા).
૩૯૩ ખરાબ ગતિ(નરકાદિમાં ગયા હોય તે અથવા દુઃખી અવસ્થા)માંથી માબાપને બચાવે તેનું નામ પુત્ર.

---

૧ त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे स्वात्मार्थे पृथिवीं त्यजेत् ॥ महाभारतम् ॥
કુળના રક્ષણ માટે એક પુરુષનો, ગામના રક્ષણ માટે કુળનો, ને દેશના લાભાર્થે એક ગામનો પણ ત્યાગ કરવો; પરંતુ પોતાની ખાતર સારી દુનિયાનો પણ ત્યાગ કરવો. મહાભારત.

૩૯૪ કુળની ખ્યાતિ વધારે તેનું નામ **સુપુત્ર.**[1]

૩૯૫ વાંઝીઆને સ્વર્ગનું સુખ કે પરલોકમાં સ્વર્ગ મળતું નથી.

૩૯૬ જે દીકરો(સુપુત્ર) જણે તે જ **ભાર્યા.**[2]

૩૯૭ ઘણી સ્ત્રીઓ હોય ત્યારે પુત્રવાળી સ્ત્રી સાથે જવું (રહેવું).[3]

૩૯૮ પરક્ષેત્રમાં બીજને નાંખવું નહિં.[4]

૩૯૯ છોકરાઓની ઉત્પત્તિ માટે જ સ્ત્રીઓ (ઉત્પન્ન કરવામાં આવી) છે.

૪૦૦ પોતાની દાસી સાથના લગ્ન પોતાને જ દાસત્વ અપાવે છે.[5]

---

૧ स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥ हितोपदेशः ॥ તે જ (ખરેખર) જન્મ્યો કહેવાય કે જેના જન્મથી તેનું કુળ ઉન્નતિને પામે છે.

૨ सा भार्या या प्रजावती ॥ महाभारते आदिपर्वम् ॥ જે પ્રજાવાળી હોય તે જ ભાર્યા. મહાભારત.

૩ છોકરાંવાળી સ્ત્રીનું માન ઘણું હતું, એમ આથી સમજાય છે. सतीर्थाभिगमनात् ब्रह्मचर्यं नश्यति। ગર્ભવતી સાથે ગમન કર્યાથી બ્રહ્મચર્યનો નાશ થાય છે.

૪ એટલે કે **પરસ્ત્રીને** ઋતુદાન કરવું **નહિં–ગર્ભધારણ કરાવવું નહિં.**

૫ દાસીના દાસ બનવું પડે છે.

૪૦૧ વિનાશકાળે મનુષ્યો હિતવાક્યો સાંભળતા નથી.

૪૦૨ દેહધારી(પ્રાણી માત્ર)માં સુખદુઃખનો અભાવ નથી.(સર્વને સુખદુઃખ ભોગવવાં પડે છે.)

૪૦૩ વાછરડું જેમ ગાયને અનુસરે છે તેમ સુખ તથા દુઃખ કર્તાને અનુસરે છે.[1]

૪૦૪ તલમાત્ર ઉપકારને પણ સાધુ પુરુષો મહદુપકાર માને છે.

૪૦૫ અનાર્ય(બીનસંસ્કારી)ને ઉપકાર કરવો નહિ;

૪૦૬ (કારણ) ઉપકારનો બદલો આપવો પડશે એવા ભયથી અનાર્ય શત્રુ બને છે.

૪૦૭ થોડો પણ ઉપકાર કરનારપર સામો ઉપકાર કરવામાં આર્ય પુરુષ ઉંઘતો નથી.

૪૦૮ દેવતાનું કદાપિ અપમાન કરવું નહિં.

૪૦૯ આંખના સમાન બીજું કોઇ તેજ નથી.

૪૧૦ ચક્ષુ શરીરવાળા(પ્રાણી)ઓનો દોરવનાર છે.

૪૧૧ જેને આંખ નથી તેને શરીર શા કામનું?

---

१ यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम् ।
तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति॥ महाभारतम् ॥

જે પ્રમાણે એક વાછરડું હજારો ગાયોમાંથી પોતાની માતાને ઓળખી કાઢે છે, તે જ પ્રમાણે પૂર્વ જન્મમાં કરેલું કર્મ કર્તાને શોધી કાઢીને તેની પાછળ પાછળ જાય છે.

૪૧૨ પાણીમાં મૂત્ર અથવા વિષ્ટા કરવી નહિં.
૪૧૩ જળમાં નાગાએ પ્રવેશવું નહિં.[૧]
૪૧૪ જેવું શરીર તેવું જ્ઞાન.[૨]
૪૧૫ જેવી બુદ્ધિ તેવો વૈભવ.
૪૧૬ અગ્નિમાં અગ્નિ નાંખવો નહિં.[૩]
૪૧૭ પરસ્ત્રી સાથે મનથી પણ ગમન કરવું નહિં.
૪૧૮ તપસ્વી પૂજ્ય છે, એવી રીતનું આચરણ રાખવું.
૪૧૯ અન્નદાન બાળહત્યા જેવા પાતકને પણ દૂર કરે છે.
૪૨૦ જે વેદથી વિરુદ્ધ તે ધર્મ નહિં.[૪]
૪૨૧ કોઇપણ રીતે ધર્મનો નિષેધ કરવો નહિં.
૪૨૨ સારાં કર્મો સ્વર્ગમાં લઇ જાય છે.

---

૧ શા માટે ? કારણ, નાગો જળમાં નહાય તો રોગ પ્રસરે.

૨ જ્ઞાનને શરીરના રંગ અથવા નાનામોટાપણા સાથે સંબંધ નથી, માટે અત્રે શરીરની બાહ્ય શુદ્ધિ સાથે સંબંધ જોવાનો છે. શરીર ચોખ્ખું હોય તો તેનું જ્ઞાન—સમજ ચોખ્ખાં જાણવાં.

૩ કારણ, બળતામાં અગ્નિ નાખીએ ને પાછો ઉડે તો દઝાય. ક્રોપમાં ક્રોપ વધે તો હાનિ થાય.

૪ અર્થાત્ વેદને ના માને તે હિન્દુ નહિં. અથવા વેદને અનુસરનાર. (હિન્દુ) ધર્મથી જે વિરુદ્ધ ધર્મ હોય તેને ધર્મ નહિં પણ અધર્મ ગણવો.

## સત્યનો પ્રભાવ.

૪૨૩ સત્યથી ઉત્તમ કોઇ બીજું તપ નથી.
૪૨૪ સત્ય એ જ સ્વર્ગપ્રાપ્તિનું સાધન છે.
૪૨૫ સત્યવડે દુનિયાનો વ્યવહાર ચાલે છે.[1]
૪૨૬ સત્યના જોરથી દેવ વરસાદ વર્ષાવે છે.[2]
૪૨૭ અસત્યથી નીચું બીજું પાતક નથી.

૪૨૮ મોટાઓની મીમાંસા (ગુણદોષનો ઊહાપોહ) કરવી નહિં.
૪૨૯ શઠતાની સમીપ જવું નહિં.
૪૩૦ ખલનો કોઇ મિત્ર હોતો નથી.

---

૧ જુઓ સૂત્ર ૨૪૦, અને ૫૦૮ની નોંધ. અર્થાત્ ધર્મ, સત્ય ને સ્વાર્થ એ ત્રણ વડે લોક—દુનિયાનો વ્યવહાર ચાલે છે.

૨ સત્ય એ ઉચ્ચતમ ગુણ હોવા વિષે તેમ જ વિશ્વને ટકવી રાખનાર એ સત્ય વિષે આવા વિચારો ભારતીય સાહિત્યમાં સામાન્ય છે. વળી એવા જ વિચારો વેદ તેમ જ મહાકવિઓના સાહિત્યમાં ઠેકઠેકાણે મળી આવે છે.

अश्वमेधसहस्राणि सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेवातिरिच्यते ॥

એક હજાર અશ્વમેધ યજ્ઞ અને સત્યને (ત્રાજવામાં) તોલિયે તો એક હજાર અશ્વમેધ યજ્ઞ કરતાં સત્ય એકલું જ વજનમાં વધી જાય. અર્થાત્ સત્યના કરતાં શ્રેષ્ઠ બીજો કોઈ ધર્મ નથી.

૪૩૧ આ લોકયાત્રા દરિદ્રીને જ પીડા કરે છે.
૪૩૨ દાનમાં શૂરો તે જ ખરો શૂર છે.
૪૩૩ ગુરુ, દેવ, તથા બ્રાહ્મણમાં ભક્તિ રાખવી એજ ભૂષણ છે.
૪૩૪ સર્વ ભૂષણોમાં ભૂષણ **વિનય** છે.
૪૩૫ અકુલીન પણ જો વિનીત હોય તો તે કુલીન કરતાં પણ વિશેષ છે.
૪૩૬ (મન અને તનના) સદાચારથી આયુષ્ય વધે છે.
૪૩૭ સદાચારથી કીર્તિ પ્રાપ્ત થાય છે.
૪૩૮ પ્રિય છતાં અહિત હોય તો તે કહેવું નહિં.
૪૩૯ જેની સામે ઘણા હોય તેવા એકે પાછું ફરવું.
૪૪૦ દુષ્ટ મનુષ્યો સાથે ભાગીઆપણું કરવું નહિં.
૪૪૧ જેમનો અર્થ પૂર્ણ થયો નથી એવા નીચમનુષ્યો સાથે સમ્બન્ધ ન કરવો.[૧]
૪૪૨ ઋણ, અગ્નિ, શત્રુ તથા વ્યાધી જેમ બને તેમ ઓછા કરવા.

---

૧ કલકત્તાની પ્રતમાં नाकृतार्थेषु ને બદલે न कृतार्थेषु પાઠ છે. ત્યાં અર્થ આ પ્રમાણે કરવો: જેનો અર્થ પૂર્ણ થયો છે એવા નીચની સાથે સંબંધ ન કરવો. અર્થાત્ જેનો અર્થ પૂર્ણ નથી થયો તેવા નીચની સાથે તો સંબંધ ન જ કરવો.

૪૪૩ વિભૂતિને માટે પ્રયત્ન કરવો એ પુરુષનું રસાયન છે.[1]

૪૪૪ અત્યંત દુષ્કર કાર્ય કરાવ્યા પછી કર્તાનું અપમાન કરવું નહિં;

૪૪૫ કારણ કે, કૃતઘ્ની નરકથી પાછો ફરતો નથી.[2]

૪૪૬ વૃદ્ધિ અને વિનાશ જીભને આધીન છે.

૪૪૭ વિષ તથા અમૃતની ખાણ તે જિહ્વા છે.

૪૪૮ પ્રિય બોલનારાને શત્રુ હોતા નથી.

૪૪૯ સ્તુતિથી દેવો પણ સંતોષાય છે;[3]

૪૫૦ (કારણ કે) કોકિલનો મધુર રવ કાનને સુખકર છે.

૪૫૧ મીઠાં વચન કરતાં પણ દુષ્ટ વચન વધારે યાદ રહે છે.[4]

---

૧ રસાયનની વ્યાખ્યા—यज्जराव्याधिविध्वंसि भेषजं तद्रसायनम् ॥ જરા તથા વ્યાધિને દૂર કરે તે રસાયન.

કલકત્તાની પ્રતમાં એક સૂત્ર વધુ છે. नार्थिष्ववज्ञा कार्या । જે કોઈ માંગવા આવે તેનો તિરસ્કાર કરવો નહિ.

૨ नाकृतज्ञस्य नरकान्निवर्तनम् । જે સુકૃત કર્મની કદર કરતો નથી તે નરકમાંથી પાછો ફરતો નથી.

૩ ખુશામત ખુદાને પણ પ્યારી છે.

૪ કલકત્તાની પ્રતમાં આ સૂત્રો વધુ છે: अनृतमपि दुर्वचनं चिरं तिष्ठति । અસત્ય વચન પણ દુષ્ટ વચન હોય તો તે લાંબો વખત યાદ રહે છે. राजद्विष्टं न च वक्तव्यं । રાજાનું ભુંડું કદી

૪૫૨ ખરેખર દુષ્કર કાર્ય કરવામાં પ્રયત્ન કરનાર તજ મર્દ છે.

૪૫૩ ગરજુનું ગૌરવ હોતું નથી.

૪૫૪ સ્ત્રીનું સૌભાગ્ય તે તેના પતિની ચતુરાઈ છે.[1]

૪૫૫ શત્રુને પણ પીડા કરવાની વૃત્તિ ના જોઈએ. અથવા શત્રુની પણ જીવિકા વૃત્તિને પીડા ના કરવી.

૪૫૬ જ્યાં વિના પ્રયત્ને પાણી મળે તે ક્ષેત્ર.[2]

૪૫૭ એરંડાનું અવલંબન કરી કુંજર (હાથી)ને કુપિત કરવો નહિં.[3]

૪૫૮ ઘણું ઘરડું (મોટું) હોય તોપણ શાલ્મલી વૃક્ષ હાથી બાંધવાનો સ્તંભ બની શકે નહિં.

---

બોલવું નહિં. स्वधर्महेतुः सत्पुरुषः । સત્પુરુષ હોય તે પોતાના ધર્મના હેતુને વળગી રહે છે.

૧ કલકત્તાની પ્રતમાં આ પ્રમાણે છેઃ स्त्रीणां भूषणं सौभाग्यम् । સ્ત્રીઓનું ભૂષણ સૌભાગ્ય છે.

૨ કૂવાનાં કે નદીનાં કે નહેરનાં પાણીથી ખેતી થાય તે ક્ષેત્ર હલકું માનવું. અથવા કર લાગુ પાડવા માટે કહે કે અપ્રયત્નો દક ખેતી છે એટલે કે વિના પ્રયત્ને પાણી મળે તેવું ક્ષેત્ર છે- માટે વધારે કર લેવો.

૩ અર્થાત્ નબળાનો ટેકો હોય તો સબળાને ખીજવવો નહિં.

૪૫૯ ગમે તેટલું લાંબુ હોય પણ કાણકાર(નામનાં એક વૃક્ષ)ની મુસળ (ગદા) થઈ શકતી નથી.

૪૬૦ પુષ્કળ પ્રકાશમાન હોય પણ આગિયામાંથી અગ્નિ નહિં નીકળે.

૪૬૧ વૃદ્ધત્વ (મોટાઈ, લંબાઈ કે જાડાઈ) એ કાંઇ ગુણ(બળ)નું કારણ નથી.[૧]

૪૬૨ ઘણી જીર્ણ હોય તો પણ પિચુમન્દની શાખા-ભાલાનું કામ કરતી નથી;

૪૬૩ (કારણ કે) જેવું બીજ તેવું ફળ;

૪૬૪ જેવી વિદ્યા તેવી બુદ્ધિ;

૪૬૫ જેવું કુળ તેવો આચાર;

૪૬૬ (દાખલા તરીકે)સારા સંસ્કાર આપેલા હોય તો પણ પિચુમન્દનું વૃક્ષ આંબો થતો નથી.[૨]

---

૧ न खलु वयस्तेजसो हेतुः॥ ખરેખર તેજનો હેતુ અવસ્થા (ઉમર–વય) નથી. ભર્તૃહરિ–નીતિશતક.

૨ शर्कराशतभारेण निम्बवृक्ष उपार्जितः।
पयसा सिञ्चितो नित्यं न निम्बो मधुरायते॥

હજારો મણ સાકરવડે કડવા લીમડાના ઝાડને ભરવામાં આવે અને રોજ તેને દૂધ વડે સીંચવામાં આવે તોપણ એ લીમડો મીઠો નથી થતો. અર્થાત્ કડવી તુમ્બડીને ગમે તેટલા તીર્થમાં ધોઇ હોય તોપણ કડવી જ રહે. જન્મથી જ જે સ્વભાવ હોય તે ગમે તેટલાં પ્રયત્ન કરો તોપણ બદલાય નહિં.

૪૬૭ સમીપમાં આવેલા સુખને ત્યજવું નહિં.[1]

૪૬૮ રાજચર્યા(રાજા જેવું આચરણ રાખવા)થી (અર્થાત્ ખોટો વૈભવ રાખવાથી) દુઃખ પોતાની મેળે જ આવે છે.[2]

૪૬૯ રાત્રિના ભટકવું નહિં.

૪૭૦ તેમ જ મોડી રાત્રે સૂવું નહિં (વેહેલાં સૂવું).

૪૭૧ જે વસ્તુનો જે જાણકાર હોય તેની પાસે તેની પરીક્ષા કરાવવી.

૪૭૨ પારકા ગૃહમાં કારણ વિના પ્રવેશવું નહિં.

૪૭૩ જાણ્યા છતાં પણ લોકો એવા જ (ઉપર જણાવેલ જેવા) દોષ કરે છે.

૪૭૪ લોકોનું આચરણ શાસ્ત્રને અનુસરતું હોય છે.

૪૭૫ શાસ્ત્રના અભાવે શિષ્ટ (સંસ્કારી) મનુષ્યોના આચારને અનુસરવું;

૪૭૬ (કારણ) સદાચરણ કરતાં શાસ્ત્રો ઉચ્ચ નથી.

---

૧ હાથમાં આવેલું ફળ છોડી ન દેવું. કારણ કહેવત છે કે, જેનાં હાથમાં તેનાં મ્હોમાં.

૨ ખોટી મોટાઇ કરો તો પોતાની મેળે દુઃખ આવે. માટે ખોટો આડંબર કરવો નહિં.

૪૭૭ દૂર રહીને પણ રાજા ચાર (જાસુસરૂપી) આંખો વડે જૂવે છે.[1]

૪૭૮ લોકો ગતાનુગતિક (ગાડરિયા પ્રવાહે ચાલનારા) હોય છે.

૪૭૯ જેને આધારે જીવતા હોઇએ તેની નિન્દા કરવી નહિં.

૪૮૦ તપથી ઇન્દ્રિયોને દમી શકાય છે.[2]

૪૮૧ સ્ત્રીના બન્ધન(મોહ)માંથી મોક્ષ મળવો દુર્લભ છે.

૪૮૨ સ્ત્રી માત્ર સર્વ અશુભોનું ક્ષેત્ર છે.[3]

૪૮૩ સ્ત્રીઓ પુરુષની પરીક્ષા કરી શકતી નથી.

૪૮૪ સ્ત્રીઓનું મન એક ક્ષણ પણ એક જ વસ્તુમાં સ્થિર રહેતું નથી; અર્થાત્ અસ્થિર હોય છે.

---

१ यस्मात् पश्यन्ति दूरस्थाः सर्वानर्थान्नराधिपाः ।
चारेण तस्मात् कथ्यन्ते राजानश्चारचक्षुषः ॥रामायणम् ॥

દૂર બેઠેલા રાજાઓ જે વડે સર્વ અનર્થોને જૂવે છે તેને લીધે રાજાઓને ચારચક્ષુ કહે છે. રામાયણ.

૨ કલકત્તાની પ્રતમાં આ પ્રમાણે છે: तपःसार इन्द्रियनिग्रहः । ઇન્દ્રિયનો નિગ્રહ કરવો એ તપનો સાર છે.

3 स्त्रियो हि मूलं दोषाणां इत्यादि० ॥ महाभारतम् ॥
સ્ત્રીઓ સર્વ દોષોનું મૂળ છે. મહાભારત.

૪૮૫ સારાનો દ્વેષ કરનારાઓ સ્ત્રીઓમાં આસક્ત હોય છે.[1]

૪૮૬ યજ્ઞનું ફળ જાણનારા તે જ ત્રણ વેદના જાણકાર છે.

૪૮૭ સ્વર્ગમાં સ્થાન હંમેશ રહેતું નથી;

૪૮૮ કારણકે, જ્યાં સુધી પુણ્યનું ફળ ચાલે ત્યાં સુધી સ્વર્ગમાં રહેવાનું મળે.[2]

૪૮૯ ખરેખર સ્વર્ગમાંથી પડવાથી બીજું કોઇ મોટું દુઃખ નથી.[3]

૪૯૦ મનુષ્યો આ દેહને છોડીને ઇન્દ્રના સ્થાનની પણ ઇચ્છા કરતા નથી.

૪૯૧ દુઃખોનું ઔષધ સર્વ ઇચ્છાઓનો નાશ (નિર્વાણ) છે.

૪૯૨ અનાર્ય (જંગલી) સાથેના સમ્બન્ધ કરતાં આર્યોની શત્રુતા ઉત્તમ છે.

---

૧ ખરું જોતાં અશુભના વિરોધીઓ સ્ત્રીમાં આસક્ત થતા નથી, એમ જોઇએ.

૨ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥ તે વિશાળ સ્વર્ગલોકમાં (દિવ્ય સુખ ભોગો) ભોગવીને, પુણ્ય ક્ષીણ થતાં તેઓ પાછા આ મૃત્યુલોકમાં પ્રવેશ કરે છે. શ્રી ગીતા, ૯–૨૧.

૩ અર્થાત્ જેટલા ઉંચે ચઢો તેટલા વધારે નીચે પડવું પડે. વૈરાગ્ય શતકમાંથી શ્લોક લેવો.

૪૯૩ દુર્વચનો કુળનો નાશ કરે છે.

૪૯૪ પુત્રના સ્પર્શથી વિશેષ બીજું કોઇ સ્પર્શ સુખ નથી.

૪૯૫ વિવાદ વખતે ધર્મનું સ્મરણ કરવું.

૪૯૬ નિશાના અન્ત(પ્રભાત)માં (દૈનિક) કાર્યનો વિચાર કરવો.

૪૯૭ પ્રદોષે (સાંજના) કાર્ય કરવું નહિં.

૪૯૮ સર્પથી વીંટળાયેલાને દંશ વિના મોક્ષ થવો એ જ લાભ છે.[૧]

૪૯૯ જેનો વિનાશ પાસે આવ્યો હોય તે(મનુષ્ય)ને દુરાચાર સદાચાર (પ્રમાણે) ભાસે છે.

૫૦૦ દૂધની ઇચ્છાવાળાને હાથણનો શો ખપ?

૫૦૧ દાન સમાન કોઇ વશીકરણ (વશ્ય) નથી.[૨]

૫૦૨ પારકાને આધીન વસ્તુમાં ઉત્કંઠા કરવી નહિં.

૫૦૩ અસદ્ મનુષ્યની સમૃદ્ધિ અસદ્ મનુષ્યોને જ ભોગવવા યોગ્ય છે.[૩]

---

૧ વૈરાગ્ય શતક.

૨ ભૂદાન, સુવર્ણદાન, ગૌદાન, અન્નદાન, આદિ સર્વ દાનોમાં 'અભયદાન' એ મહાદાન ગણાય છે.

૩ निम्बफलं काकैर्भुज्यते । (જેમકે) કાગડો જ લીમડાનું ફળ ખાય.

૫૦૪ સાગરનું જળ (કે જે ખારું છે, અસદ્ છે તે) તરસ (સદ્વસ્તુ) છીપાવતું નથી.[1]

૫૦૫ રેતી પણ પોતાના ગુણ જાળવે છે.

૫૦૬ મૂર્ખ મનુષ્યોમાં સત્પુરુષોનો પ્રેમ હોતો નથી;

૫૦૭ જેમ કે, હંસો શ્મશાનમાં રમણ કરતા નથી.

૫૦૮ આનાથી પછી, હવે પછી સારું થશે, એવી આશાથી લોકો જીવે છે.[2]

૫૦૯ આશા રાખનારાઓની સાથે લક્ષ્મી રહેતી નથી.[3]

૫૧૦ જે આશાને આધીન છે તેનામાં ધીરજ હોતી નથી.

૫૧૧ દીનતા કરતાં મરણ ઉત્તમ છે.

૫૧૨ જે આશાને આધીન છે તે નિર્લજ્જ થાય છે; અર્થાત્ આશા લજ્જાને દૂર કરે છે.[4]

---

૧ દરીએ જઇને તરસ્યા આવવું. ૨ કલકત્તાની પ્રતમાં: अर्थार्थं प्रवर्तते लोकः । સ્વાર્થથી લોક વ્યવહાર ચાલે છે, એવું સૂત્ર છે. પૈસા અને પેટને માટે આ દુનિયાનો વ્યવહાર છે. आशया बध्यते लोकः । આશાવડે લોકો બંધાયેલા છે. ૩ 'આશા,' એ શબ્દ અત્રે 'સંતોષ'થી વિપરીત એવા અર્થમાં વપરાયો છે. અર્થાત્ આ સૂત્રનો ભાવાર્થ 'સંતોષ એ જ પરમ સુખ' એવો છે. ૪ કલકત્તાની પ્રતમાં:—आशा लज्जां व्यपोहति। આશા લજ્જાનો નાશ કરે છે. એ પ્રમાણે છે.

૫૧૩ માતાસાથેપણ એકાંતમાંવાસકરવો નહિં.[1]
૫૧૪ કદી પણ આત્મશ્લાઘા કરવી નાહ.[2]
૫૧૫ વિપ્રો (બ્રાહ્મણો)નું મુખ તે દેવો તથા પિતૃઓ છે.
૫૧૬ દિવસે સૂવું નહિ.
૫૧૭ ઐશ્વર્યરૂપ અંધકારથી અંધ થયેલ નજીકનું પણ જોઇ શકતો નથી.[3]
૫૧૮ (સ્ત્રીઓને) ભર્તાથી ઉચ્ચ દૈવત નથી;[4]
૫૧૯ કારણ કે, સ્ત્રીઓની ભર્તાને અનુકૂળ વૃત્તિ હોય તો તે બન્નેને સુખકારી થાય છે.
૫૨૦ અતિથિ (વગર નોતરેલા) અને અભ્યાગત (નોતરેલા)નું યથાવિધિ પૂજન કરવું.
૫૨૧ (તેમની સાથે) હંમેશા સરખો ભાગ કરવો;

---

૧ મનુએ કહ્યું છે કે, માતા, બ્હેન, દીકરી આદિ સાથે એકાંત કરવું નહિં.

૨ આત્મશ્લાઘા એ પરનિન્દાના જેવું પાપ છે.

૩ કલકત્તાની પ્રતમાં આટલું વધુ છે; न श्रृणोतीष्टं वाक्यम्। તેમજ તે હિતવાક્ય સાંભળી શકતો નથી.

૪ મહાભારતમાં આ વિષે ઘણા વચનો છે. મનુએ કહ્યું છે કે સ્ત્રીને પતિ સિવાય અન્ય યજ્ઞ વ્રત કે ઉપવાસ કરવાનો અધિકાર નથી, કારણ સ્ત્રી તો કેવળ પતિસેવાથીજ સ્વર્ગમાં મહત્તા (આદર) પામે છે.

૫૨૨ કારણ કે, હવ્યમાં કશો કસૂર રહેવો ન જોઇએ.[1]
૫૨૩ જલાર્થી(જેને જળની ઇચ્છા છે તે)ને મૃગ-
જળ ખરા જળ જેવું ભાસે છે.
૫૨૪ શત્રુ પણ લોભથી (પ્રમાદી) આળસુ બને છે.
૫૨૫ અપ્રિય વિષયોમાં ઠપકો આપવામાં આવે છે.
૫૨૬ કમ બુદ્ધિવાળાની બુદ્ધિનો નાશ (મોટાં નામ-
વાળું) શાસ્ત્ર કરે છે.[2]
૫૨૭ સાધુ માણસોની સાથેનો નિવાસ તે સ્વર્ગમાં
વાસ કરવા બરાબર છે.
૫૨૮ આર્ય (સંસ્કારી) પારકાને પોતાના પ્રમાણે
લેખે છે.
૫૨૯ બહુધા ગુણો રૂપ(આકૃતિ)ને અનુસરે છે.[3]
૫૩૦ જ્યાં સુખથી રહી શકાય ત્યાં સ્થાન કરવું.

---

૧ અર્થાત્ હવ્ય(પૂજાનો પદાર્થ)માં કાંઈ ઓછું કરવું જોઇએ નહિ.

કલકત્તાની પ્રતમાં: शत्रुर्मित्रवत् प्रतिभाति। શત્રુ મિત્ર પ્રમાણે ભાસે છે. એ વિશેષ સૂત્ર છે.

૨ તેઓ મોટું નામ જોઇને ભડકે છે.

કલકત્તાની પ્રતમાં: दुर्मेधसामसच्छास्त्रं मोहयति। ખોટાં શાસ્ત્રો મૂર્ખોને મોહ પમાડે છે. એ પ્રમાણે છે.

૩ यत्राकृतिस्तत्र गुणा वसन्ति। જ્યાં (સુ)આકૃતિ હોય ત્યાં ગુણો વાસ કરે છે. आकृति रेवगुणान्कथयति।

૫૩૧ વિશ્વાસઘાતીનો મોક્ષ નથી.

૫૩૨ દૈવાધીનનો શોક કરવો નહિ.[1]

૫૩૩ સાધુ પુરુષો આશ્રિત જનોના દુઃખને પોતાના દુઃખના જેવું ગણે છે.

૫૩૪ હૃદયમાં જે હોય તે છુપાવી બીજુંજ કાંઇ અનાર્ય હોય તે બોલે છે.[2]

૫૩૫ જેનામાં કાંઇ બુદ્ધિ નથી તે પિશાચથી પણ ચઢે છે.

૫૩૬ કોઇની સોબતઃવિના પારકાના અથવા અજાણ્યા સ્થાનમાં જવું નહિ.

૫૩૭ પુત્રને હંમેશા ઠપકો આપતા રહેવું.[3]

---

૧ કારણ; यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥ પૂર્વે વિધિએ લલાટમાં જે લખેલું હોય તેને ભુંસી નાંખવા (ફેરવવા) કોણ સમર્થ છે? ભર્તૃહરિ—નીતિશતક.

૨ અર્થાત્ સત્ય છુપાવી અસત્યવાદ કરે છે. मनस्यन्यद्वचस्यन्यत् कर्मण्यन्यद् दुरात्मनाम् ॥ हितोपदेश ॥ દુરાત્મા લોકોના મનમાં કંઇક, બોલે કંઇક અને કામ કરે કંઇક.

૩ કલકત્તાની પ્રતમાં આ પ્રમાણે છેઃ पुत्रो न स्तोतव्यः । પુત્રની સ્તુતિ ન કરવી. પુત્રની સ્તુતિ ન કરવી એટલે કે તેના દેખતા સ્તુતિ ન કરવી કે જેથી તે ચઢી ન જાય. આ સંબંધમાં એક ન્યાયાધીશની વાર્તા જાણીતી છે.

૫૩૮ સર્વત્ર ચાકરોએ સ્વામિની સ્તુતિ કરવી.

૫૩૯ જ્યારે પણ ધર્મકૃત્યો કરવામાં આવતાં હોય ત્યારે પોતાના સ્વામિના જ ગુણ ગાવા.

૫૪૦ સ્વામિનો અનુગ્રહ મેળવવો એ ચાકરોનું ધર્મ-કૃત્ય છે.[૧]

૫૪૧ જે વસ્તુ જે પ્રમાણે કરવાની સ્વામિની આજ્ઞા થઇ હોય તે વસ્તુ તે પ્રમાણે ,અથવા તેથી અધિક કરવી.

૫૪૨ સ્વામિથી ડરતા માણસને કયા કામ સોંપી શકાય?

૫૪૩ અનાર્યની કૃપા (દયા) હોય જ નહિં.

૫૪૪ બુદ્ધિમાનને શત્રુ હોતા નથી.

૫૪૫ સભામાં શત્રુની નિન્દા કરવી નહિં.

૫૪૬ રાઇ જેવડા પણ પોતાના છિદ્રનો પ્રકાશ કરવો નહિં.

૫૪૭ શક્તિવાન હોય છતાં ક્ષમા કરે તે પ્રશંસા-પાત્ર છે.[૨]

---

૧ કલકત્તાની પ્રતમાં: राजाज्ञां नातिलङ्घयेत्। રાજાની ાજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું. यथाज्ञप्तं तथा कुर्यात्। જેવી આજ્ઞા ળી હોય તે પ્રમાણે કરવું. આ સૂત્રો છે.

૨ એટલે કે શક્તિવાનનો ક્ષમાનો ગુણ પ્રશંસા કરવા યોગ્યછે.

૫૪૮ ફક્ત ક્ષમાવાન જ સર્વ લોકને જીતે છે.[1]
૫૪૯ ક્ષમાવંત સર્વ સાધી શકે છે.
૫૫૦ આપત્તિને દૂર રાખવાને માટે ધન રક્ષવું ( સંગ્રહવું ).
૫૫૧ સાહસી(સાહસ કર્મ કરનારા)નું પ્રિય (ભલું) કરવું,–સહાય કરવી.
૫૫૨ સાહસિક (અવિચારી વા ઉતાવળા) મનુષ્યો મદોન્મત્તની માફક નિર્લજ્જ હોય છે. અથવા સાહસ કર્મ કરનારા કોઇથી શરમાતા નથી.
૫૫૩ આવતી કાલનું કાર્ય આજે જ પૂર્ણ કરવું.[2]
૫૫૪ બપોર પછી કરવાનું કાર્ય સવારે જ પૂર્ણ કરવું.
૫૫૫ ધર્મ વ્યવહારને અનુસરે છે.[3]
૫૫૬ આલોક વિષેનું જ્ઞાન એ જ સર્વ જાણવાપણું છે
૫૫૭ સર્વ શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનાર પરંતુ આલોક વિષેનું જ્ઞાન નહિં ધરાવનાર મૂર્ખાઓથી પણ અનન્ય છે.

---

૧ આ સૂત્ર ઉપરના સૂત્રના સમર્થનમાં લખાયલું છે.

૨ અર્થાત્ આજે કરવાનું કામ કાલ ઉપર રાખતા ના.
श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ॥ महा–भारतम् ॥

૩ 'વ્યવહાર' શબ્દ અનેક અર્થોમાં વપરાય છે. અત્રે '(સદ્) આચરણ' સમજવું.

૫૫૮ શાસ્ત્રનું પ્રયોજન (હેતુ) તત્ત્વદર્શન છે;
૫૫૯ કારણ કે, તત્ત્વજ્ઞાન કાર્ય(કરવાના વિષય)નો જ પ્રકાશ કરે છે.

૫૬૦ નિષ્પક્ષપાત વ્યવહાર (ન્યાય) કરવો.
૫૬૧ ધર્મ કરતાં પણ વ્યવહાર મોટો છે. કારણ,
૫૬૨ આત્મા માણસના વ્યવહારનો સાક્ષી છે.[૧]
૫૬૩ પોતાનો જ આત્મા એ ખરો સાક્ષી છે;
૫૬૪ માટે મિથ્યા સાક્ષી આપનારા થવું નહિં.
૫૬૫ અસત્ય સાક્ષી આપનાર પિતૃઓ સાથે નરકે જાય છે.
૫૬૬ પંચમહાભૂતો ગુહ્ય પાપોના સાક્ષી છે.[૨]
૫૬૭ આત્મા જ પોતાના પાપનો પ્રકાશ કરે છે.

---

૧ मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥ (માટે) મનુષ્યોના ઉત્તમ સાક્ષી એવા પોતાના આત્માને મા અપમાનીશ. મનુસ્મૃતિ.

૨ आदित्यचन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्च रात्रिश्च उभे च संध्ये धर्मश्च जानाति नरस्य वृत्तम् ॥
સૂર્ય, ચન્દ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી જળ, હૃદય, અને યમ, દિવસ અને રાત્રિ, ઉષા અને સંધ્યા તેમ જ ધર્મ—એ સર્વે મનુષ્યના (સર્વ) વૃત્ત (સારાં નરસાં કાર્યો)ને જાણે છે (અર્થાત્ સાક્ષીરૂપ છે). હિતોપદેશ.

૫૬૮ જે કાંઈ ગુપ્ત રીતે કર્યું હોય તોપણ તે પોતાના આત્માથી છુપું નથી.

૫૬૯ જે કાંઇ દીલમાં હોય તેનો આકાર (મુખ) સૂચના કરે છે.

૫૭૦ દેવો પણ આકારને છુપાવી શકતા નથી.

૫૭૧ આકાર છુપાવવાથી તેમ જ અકારણ વાચાથી રાજપુરુષોએ નિત્ય દૂર રહેવું.[1]

૫૭૨ જે રાજાઓનું દર્શન દુર્લભ છે તે રાજાઓ પ્રજાનો નાશ કરે છે.

૫૭૩ જે રાજાઓનું દર્શન સુલભ છે તેઓ પ્રજાને ખુશ કરે છે.

૫૭૪ ન્યાય પ્રમાણે ચાલનારા રાજાને તેની પ્રજા તેને પોતાની માતા પ્રમાણે માને છે.[2]

૫૭૫ ચોરો તથા કંટકોનો જ સર્વદા (સતત) નાશ કરવો.

---

૧ કલકત્તાની પ્રતમાં: चोरराजपुरुषेभ्यो वित्तं रक्षेत्। ચોર તેમ જ રાજપુરુષોથી ધનનું રક્ષણ કરવું. એ પ્રમાણે છે.

૨ કલકત્તાની પ્રતમાં: तादृशः स राजा इह सुखं ततः स्वर्ग माप्नोति। એવો રાજા આલોકમાં સુખ તેમ જ પરલોકમાં સ્વર્ગને પામે છે. એ વિશેષ સૂત્ર છે.

૫૭૬ પોતાના ધર્મનું પાલન કરવાથી જ સુખ મળે છે;
૫૭૭ તેથી સ્વર્ગ મળે છે.
૫૭૮ અહિંસા જેનું લક્ષણ છે તે જ ધર્મ.[1]
૫૭૯ પોતાના શરીર પ્રમાણેજ સાધુ પુરુષો પારકાનાં શરીરની કાળજી રાખે છે.
૫૮૦ બાલિશ (મૂર્ખ) મનુષ્યો સર્વત્ર સંમાન્ય-(વસ્તુ)ને ભ્રષ્ટ કરે છે.
૫૮૧ માંસનું ભક્ષણ કરવું એ સર્વને માટે અયોગ્ય છે.
૫૮૨ જ્ઞાનીઓને સંસારનો ભય નથી.
૫૮૩ વિજ્ઞાનરૂપ દીપકવડે સંસારરૂપ અંધકારને દૂર કરવો.
૫૮૪ (આલોકમાં) સર્વ અનિત્ય (ક્ષણિક) તથા અધ્રુવ (અચિર) છે.
૫૮૫ દેહી (દેહધારીઓ)ની ઇચ્છા સદા મહાન હોય છે.
૫૮૬ કીડા, મળ તથા મૂત્રનું સ્થાન શરીર છે.
૫૮૭ પુણ્ય અને પાપ એ જન્મ અને મરણના કારણ છે.
૫૮૮ જન્મમરણથી પણ દુઃખ જ મળે છે,

૧ મહાભારતમાં અનુશાસનપર્વ તેમ જ શાન્તિપર્વ આ પ્રકારના ઉપદેશો પર ભાર મૂકે છે.

૫૮૯ પણ તપવડે સ્વર્ગ મળે છે.
૫૯૦ જે માણુસ ક્ષમાયુક્ત છે તેનું તપોબળ વધે છે;
૫૯૧ તેથી કરીને સર્વની કાર્યસિદ્ધિ થાય છે.

અશ્વો (ઘોડા), નાગ (હાથીઓ), તથા સ્યન્દનો (યુદ્ધ રથો)નો સમૂહ, શુદ્ધ મન્ત્રો (વિચારો અથવા શુદ્ધ દીલવાળા મંત્રીઓ) તેમ જ અનુકૂળ દૈવત એ સર્વ રાજાના સાધનો કહેવાય છે; (પરંતુ) તે બધાથી પણ આ મ્હારી બુદ્ધિ ચઢે છે. ॥ ૧ ॥

આ એક મર્દની બુદ્ધિ જ વિજય કરે છે; તે સર્વ અર્થની સાધવાવાળી છે. (કારણ) ફકત એના જ બળથી (પ્રભાવથી) બ્રાહ્મણ (ભૂસુર) ચાણુક્યે શું શું નથી કર્યું? ॥ ૨ ॥

ઇતિ 'ચાણુક્ય નીતિસૂત્ર'
સમાપ્ત

શ્રી શંકરાચાર્યની ટીકાનુસાર ગુજરાતીમાં આ
એક જ ભાષાંતર છે.

# શ્રીવિષ્ણુસહસ્રનામ

## સહ પંચરત્ન

(૧) શ્રીવિષ્ણુ શતનામ; (૨) શ્રીવિષ્ણુ અષ્ટાવિંશતિ નામ; (૩) શ્રીવિષ્ણુ ષોડશનામ; (૪) શ્રીવિષ્ણુ નામાષ્ટક અને (૫) શ્રીવિષ્ણુ નામ માહાત્મ્ય.

કેટલાક પુઠાંપર કે મુખપૃષ્ઠ પર કે જાહિરાતમાં લખે છે કે "શ્રી શંકરાચાર્યની ટીકાનુસાર," પણ તે સત્ય છે કે નહિં તે શ્રી શંકરાચાર્યની ટીકા સાથે સરખાવી જોવાથી ખાત્રી થશે.

કાગળના પુઠાંમાં માત્ર અઢી આના.

પાણીમાં પલળે નહિં તેવા પુંઠામાં માત્ર ચાર આના.

રેશમી પુઠાંમાં પાંચ આના.

ટ. ખ. જુદું. અર્ધો આનો.

નોંધ—શ્રીવિષ્ણુસહસ્રનામ મૂળ શ્રીશંકરાચાર્યના ભાષ્ય સહિત છપાય છે.

ધી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,
કાળાઘોડા, જેક—હાઉસ લેન, મુંબઇ નં૦ ૧

પંડિત નારાયણ મુળજી બુકસેલર,
ઝવેરબાગ, કાલકાદેવી, મુંબઇ નં૦ ૨.

મતમતાન્તર સહિત બ્રહ્મસૂત્ર પાઠ શ્રુતિ

## બૃહત્સ્તોત્રસરિત્સાગર

વૈષ્ણવ સંપ્રદાયના સ્તોત્રોનો આવો મોટો અગાઉ બહાર પડયો નથી. એમાં આચાર્ય શ્રીવિઠ્ઠલેશજીના, શ્રીરઘુનાથજીના, શ્રીહરિરા શ્રીજીવનજી મહારાજના, શ્રીગોકુળાધીશજી ગોસ્વામીશ્રીઓના રચિત ૩૦૬ સ્તોત્રો છે.

### સુવર્ણમાં સુગંધ

આ ૭૯૨ પાનાના ગ્રંથમાં સ્તોત્રકર્તા શ્રીઓના સુંદર ચિત્રો છે. શ્રીવલ્લભાચાર્યનું રંગમાં છાપેલું ચિત્ર, સત્તાવાર શ્રીજીબા શ્રીયમુનાજીનું, કિશનગઢવાળુ આચાર્યશ્રીનું, શ્રીજી, શ્રીરઘુનાથશરણુ, શ્રીહરિરાયજી, શ્રીવિઠ્ઠલ શ્રીજીવનજી મહારાજ તથા શ્રીગોકુળાધી ચિત્રો છે.

**પાકું પુઠું રૂ. ૫-૦-૦ રેશમી રૂ. ૫-**

ધી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,
કાળાબાદેવી, બેક-હાઉસ લેન, મુંબઇ નં૦ ૧.

પંડિત નારાયણ મુળજી બુક
ઝવેરબાગ, કાલબાદેવી, મુંબઇ નં